# સ્વ. છોટુભાઇ કૃષ્ણારામ ભટ્ટને સ્મરણાંજલિ

પ્રકાશક:—
સ્વ. છો. કૃ. ભટ્ટ સ્મારક સમિતિ.
નવસારી.

સ્વ. છોટુભાઈ કૃષ્ણારામ ભટ્ટ બી. એ. ને

# સ્મરણાંજલિ

(સ્મરણો અને કૃતિઓનો સંગ્રહ)

" He thought it happier to be dead
To die for Beauty than live for bread "

*Emerson.*


પ્રકાશક,
સ્વ. છો. કૃ. ભટ્ટ. સ્મારક સમિતિ



સંપાદક,
ઉમીઆશંકર જેશંકર મહેતા, બી. એ.
સ્નેહકુંજ, નવસારી.

" હૈયાના તો તારો તૂટ્યા,
ગાવાના સૂરો એ ખૂટ્યા:
આંખલડીના તારા ફૂટ્યા:
કહેવું કોને રે ?

* * *

રોનારાંને રોવા દેજો
હસવાનું તેને ના કહેજો:
શીદ દયા ખાલી ખોવાની ?
રોતી આંખો રોવાની ! "

કલાપી.

---

સુરત ચૌટાના પૂલ ઉપર આવેલા " સુરત સિટિ " પ્રિન્ટિંગ પ્રેસમાં
વજેરામ માનસિંહે છાપી.



સ્વ. છોટુભાઈ કે. ભટ્ટ. બી. એ.

જન્મ : ૨૩ : ૬ : ૧૯૦૧
( ગણદેવી )

મૃત્યુ : ૨૯ : ૮ : ૨૮
( નવસારી )

# પ્રસ્તાવના

મારા પરમ સ્નેહી મિત્ર રા. છોટુભાઈ કૃષ્ણરામ ભટ્ટ બી. એ.ના અકાળે અવસાન થયા પછી, એમના માનમાં નવસારીના લક્ષ્મણ હૉલમાં જે શોકપ્રદર્શિત સભા મળી હતી તે વખતે મેં સ્વ. ભટ્ટના સ્મરણો અને એમની કૃતિઓ પ્રસિદ્ધ કરવાની ઇચ્છા વ્યક્ત કરી હતી. આજે તે ઇચ્છા ફળીભૂત થઈ છે તે માટે પરમકૃપાળુ પરમાત્માનો હું મોટો આભાર માનું છું.

સ્વ. છોટુભાઈ ભટ્ટનું સ્મારક થવું જોઈએ એ તેમના મિત્રોની, વિદ્યાર્થીઓની, અને એમના પ્રશંસકોની અભિલાષા હતી. નવસારી મહેસા હાઇસ્કુલમાં તેમનો એન્લાર્જડ ફોટો મૂકાયો છે એ એક રીતનું સ્મારક છે. એમના સ્મરણમાં એમને નામે એક સંસ્કૃત ઈનામ અથવા શિષ્યવૃત્તિ આપવામાં આવે એટલું ફંડ એકત્ર કરવું, એ એક બીજું સ્મારક છે. એમના સ્નેહીઓનાં સ્નેહસ્મરણો અને એમના કાવ્યો અને લેખો એક સ્થળે સચવાઈ રહે, તે હેતુથી એક નાનકડું પુસ્તક પ્રસિદ્ધ કરવું એ વળી ત્રીજા પ્રકારનું સ્મારક છે. સૌથી ઉત્તમ સ્મારક તો એમણે શરૂ કરેલો ગીતાવર્ગ ચાલુ રહયો હોત, તેજ કહેવાત; પણ નવસારીની જનતાના મંદોત્સાહને પરિણામે તેમ થઈ શક્યું નથી, એ અતિ ખેદજનક ઘટના છે. અસ્તુ.

આ પુસ્તકમાં સ્મરણ લેખો મોકલી આપવા માટે ખાસ કરીને શ્રીયુત રા. પ્રભાસ્કર, શ્રી રા. દલાલ, સુરત કૉલેજના પ્રોફેસરો.—શ્રી. રા. દવે અને શ્રી રા. ત્રિવેદી, અમારી શાળાના મે. હેડમાસ્તર સાહેબ, તેમજ અન્ય સદ્ગૃહસ્થેનો ખાસ આભાર માનવો જોઈએ.

આ કાર્યમાં મને મૂળથી ઉત્સાહ અને સહાનુભુતિ આપનાર મારા મિત્ર શ્રી. રા. ગુણવંતરાય મોતીલાલ છાયા, તેમજ શ્રી. રા. બેરામજી દેસાઈનો પણ હું ખાસ આભારી છું. તેમજ પ્રેમના કાર્યમાં કીંમતી સલાહ અને મદદ માટે શ્રી. રા. માધવપ્રસાદ મજમુદાર અને શ્રી. રા. યજ્ઞેશ હ. શુકલ (રા. પિયૂષ)નો પણ આ પ્રસંગે આભાર માનવો અસ્થાને નથી.

સ્વ. છોટુભાઈના ફોટાના બ્લોક બનાવી મંગાવવામાં શ્રી. રા. ત્ર્યંબકરામ છ. શાસ્ત્રીએ જે પરિશ્રમ લીધો છે તેની પણ આ સ્થળે નોંધ લેવી જોઈએ અને આવું સુંદર છાપવાનું કામ સત્વરે, અને સસ્તે ભાવે કરી આપવા બદલ "સુરત સિટિ" પ્રેસના માલિક શ્રી. રા. વજેરામભાઈનો પણ અમારા ઉપર મોટો ઉપકાર છે, જેનો બદલો અમે વાળી શકીએ એમ નથી.

છાપાની ભુલો માટે હું વાંચકોની ક્ષમા યાચું છું. આ 'સ્મરણાંજલિ' સંપૂર્ણ તો ક્યાંથીજ કહી શકાય? એ અંજલિના હજુ કેટલાક પુષ્પો બાકીજ છે સ્વ. છોટુભાઈના ખાસ અંગત મિત્ર ગણદેવીના દેસાઈજી શ્રી. રા. સુમનરાય હકુમતરાય દેસાઈ બી. એ. એલ.એલ. બી. એડવોકેટ એમની નાદુરસ્ત તબીયતને લીધે સ્વર્ગસ્થના સંબંધમાં સ્મરણ લેખ લખી શક્યા નહીં એ આ પુસ્તકની ન્યૂનતા છે. પણ શ્રી. રા. દેસાઈના સ્વ. છોટુભાઈ માટેના "One who was a saint in the making" એ એકજ વાક્યમાં મિત્ર તરફના કેવળ સ્નેહાતિશયનું નહીં પણ સ્નેહ સદ્‌ભાવની અને પૂજ્યવૃત્તિની પરિસમાપ્તિ હું માનું છું. સ્વ. છોટુભાઈના લેખો અને કાવ્યો વિષે મેં અન્યત્ર ઉલ્લેખ કરેલો છે, એટલે તે વિષે અહીં લખવાની જરૂર નથી.

આ પુસ્તક પ્રકાશમાં લાવવા માટે સ્વ. છો. કૃ. ભટ્ટ સ્મારક સમિતિ, તેમજ વિદ્યાર્થી અને અન્ય મિત્ર વર્ગે જે અપૂર્વ ઉત્સાહ દેખાડ્યો છે, તે માટે હું તેમનો અત્યંત ઋણી છું. એ સાથે એક અંતિમ વિનંતિ પણ કરી લઉં. આ પુસ્તકનો ખર્ચ બાદ જતાં જે કંઇ રહે તે સ્વ. છો. કૃ. ભટ્ટ સ્મારક ફંડમાં જમા થશે, અને તેમાંથી સ્વર્ગસ્થને નામે એક સંસ્કૃત ઇનામ આપવાની યોજના છે. અતઃ સ્વર્ગસ્થના સ્નેહીવર્ગને, વિદ્યાર્થી વર્ગને, અને અન્ય પ્રશંસકોને મારી નમ્ર યાચના એજ છે કે આ પુસ્તક ખરીદતી વખતે પોતાનાથી જેટલું અપાય તેટલું, સ્વર્ગસ્થના સ્મારકનો હેતુ ધ્યાનમાં રાખી આપવું. **इतिशम।**

**નવસારી, સ્નેહકુંજ**
તા. ૨૫–૧૦–૨૯.

લિ. સંપાદક,
**ઉમીઆશંકર જેશંકર મહેતા.**

# સ્વ. છોટુભાઇ કૃષ્ણારામ ભટ્ટને સ્મરણાંજલિ

## ( ૧ )

### અંજલિ

( વસંત તિલકા )

દીઠી સખે ! તવ મુખાકૃતિ શાંત, સૌમ્ય
તે દિનથી જીવન–સ્રોત બન્યો સુધન્ય;
જોતાં પરસ્પર થયાં દીલ એક સાથ
આત્મૈક્ય એ વિરલ ભાવ થકી સધાય. ( ૧ )
મૈત્રી અભિન્ન મુદિતા બહુભાવ વાળી
સ્નેહે ભર્યા હૃદયની હતી સ્નેહ–ઝાંખી;
જ્યાં સ્વાર્થ, ભેદ સૌ શાંત થઈ વિરામે
નિઃસ્વાર્થ એ પરમ પ્રેમ જહિં વિલાસે ( ૨ )
ધીમે ધીમે દૂર થતી બધી ભેદ દૃષ્ટિ
પામ્યા રસાયણ સમી અતિ જ્ઞાન–ગોષ્ઠિ;
સાહિત્ય–ધર્મ–નીતિ–જ્ઞાન—કથા કહીને
કીધું સુતૃપ્ત ઉર અમૃત એ સિંચીને ( ૩ )
અત્યલ્પ કાળ મહીં સ્વપ્ન અનેક સેવ્યાં
મોતી ભર્યાં અતિઉંડા બહુ શાસ્ત્ર ડ્હોળ્યાં;
ઉડયાં સખે ! અતિ ઉડયાજ એ કલ્પનાઓ
વિહાર શું અમરભૂમિ તણો ભૂલાયે ? ( ૪ )

મુજ પાંખ એક તૂટી, હું પડું છેક નીચે
ઉદ્ધારવા પરમ મિત્ર રહ્યો ન સંગે;
ભૂલી સુધર્મ સૌ મિત્ર ગયો અહિંથી
આજે લીધો સુરભૂમિ પથ, છોડી સાથી (૫)
સ્નેહાળ ને કરૂણ ઉરની પ્રેમ–ગીતા
વાંચી, થયું મુજ ઉરે, “નકી એજ ચિતા-
અગ્નિ થકી બળી રહ્યું મૃદુ ઉર એનું”
હા ! ક્રૂર એ વિધિ વિધાન બન્યુંજ સાચું (૬)
જ્યાં સત્ય, સ્નેહ, સદ્‌ભાવ બહુ વિકાસ્યા
જ્યાં ઉરના અમી મધુર કંઈ સિંચાયા;
આખુંય એ જીવન કેવું હતું વિરાગી
ત્યાગી, તપસ્વી સમ મૂર્તિ રહી વિરાજી (૭)
આંસુ ભરી સ્મરણ–માળ ગુંથું નહીં હું,
તારા ‘ગીતામૃત’નુ પાન કરી રીઝું છું;
“પામો અખંડ ગતિ–શાંતિ એ દિવ્ય લોકે”
એ મિત્ર શ્રાદ્ધ કરૂં, અંજલિ અર્પી પ્રેમે, (૮)

નવસારી
સ્નેહ-કુંજ } ઉમીઆશંકર જેશંકર મહેતા

---

(૨)

## સ્મૃતિ ગીત

‘But where art Thou, Thou comet of an age;
ટેનિસન.

૧. સાહિત્યના આકાશનો
એ એક ન્હાનો તારલોઃ

ઝીણી ચમકથી એ ઝગ્યો,
ચમક્યો અને ચાલી ગયો.
એ કોણ છે એવું હજી
લોકો કુતૂહલથી પૂછે:
ત્યાં જીવનની શરૂઆતમાં
તારો અકાળ ખરી ગયો!

૨. ઉન્નત જીવનને કારણે
અનુકરણ એણે ના કર્યાં,
મૌલિક પ્રસાદી આપવા,
એણે પ્રયત્ન સદા કર્યા:
કાલિદાસ કવિ તણો
સાચો ઉપાસક એ હતો,
એ'ના વિષેના એક લેખે
અમરતા મેળવી ગયો!

૩. યૌવનતણે જ્યાં આંગણે
પગલાં હજી માંડયાં નહીં:
ઉરના અનેરા ભાવ જ્યાં
વિકસ્યા અને વિલસ્યા નહીં:
આશા અને ઉર્મિ ભરેલો
યુવક એ ચાલી ગયો,
સ્નેહ ને જ્યોતિ ભર્યો
હા! દીપ હોલાઈ ગયો!

૪. 'માણ્યો હૃદયથી જેહને
તેનું મનન કરવું રહ્યું:'
ચાહ્યો હૃદયથી એહને
તો અશ્રુસંમાર્જન રહ્યું!

જનાર્દન પ્રભાસ્કર.

## ( ૩ )

# સ્વ. છોટુભાઈ કૃષ્ણારામ ભટ્ટ

## ( એક આછું ચિત્ર )

"સહજ સુંદર પુષ્પ સજી જગે
મધુરી સૌરભ સિંચી રગે રગે;
તદપિ જીવન અલ્પ દીસત શે
अहह कष्टहमपण्डिततता विधे."

મારા પરમસ્નેહી મિત્રના નામની પૂર્વે ક્રૂર સ્વર્ગસ્થ શબ્દ લખી એમના સબંધમાં આછું ચિત્ર દોરવાનો પ્રસગ મારે માટે નિર્માણ થયેલો એજ વિધિનો વિચિત્ર વિપાક !

એક એપ્રીલની સુંદર સવારે અમે મદ્રેસામાં મળ્યા. મળતાંજ મને એમ થયું કે "આ મારા મિત્ર થશે." તેમને પણ એમજ થયું. વખત જતાં અમે બે એવા મિત્રો બની ગયા કે અમારી 'જોડી' ન છૂટે એવી, થઈ; અને ક્રૂર કાળેજ એ સખ્ય તોડયું.

· એમના જીવનમાંથી હું શું શોધુ ? અલ્પ જીવન–વિજળીના ચમકારા જેવું જીવન. ૨૩–૬–૧૯૦૧. એમનો જન્મ દિવસ, ૨૯–૮–૨૮. મૃત્યુ તિથિ. આ ટુંકા જીવનમાં અનેક દુઃખો વેઠીને, વિદ્યાભ્યાસ કરી, પોતે પોતાનું વ્યક્તિત્વ ખીલવ્યું, એ કંઈ જેવું તેવું તપ ન હતું ? સાત વર્ષની ઉંમરે સ્વ. છોટુભાઈના પિતાનું અવસાન થયું. અને પૂજ્ય માતામહના વિશાળ છત્ર નીચે રહી અભ્યાસ કર્યો. સ્વ. છોટુભાઈ એમના પૂજ્ય મામાશ્રીઓ સ્વ. રા. મોતિરામ, રા. છોટુભાઈ, રા. નાનુભાઈ વિગેરેના મુક્ત કંઠે વખાણ કરતા. અને એમનો અભ્યાસ આ મામાઓનાં આશ્રયે થયો એતો નિર્વિવાદ છે.

અભ્યાસ તરફ એમની પુષ્કળ કાળજી હતી. ન્હાનપણમાં નિશાળ એજ સર્વસ્વ હતું. પહેલો નંબર એ તો સાધારણ વાત હતી. મેટ્રીક સુધી–બી.એ. સુધી,–કોઈ પણ વર્ષ નિષ્ફળ નિવડયું નથી. મેટ્રીક સુધી ગણદેવીમાં અભ્યાસ કર્યો. ત્યાં પણ તે શિક્ષકોના પ્રેમનું પાત્ર બની રહ્યા હતા.

ત્યારપછી સુરતમાં કૉલેજમાં અભ્યાસ શરૂ કર્યો. પ્રતિવર્ષ સ્કોલરશિપ મેળવી હતી, અને બી.એ.માં પણ એમના વિષયમાં પ્રથમ નંબરે આવી, કૉલેજમાં ફૅલો નીમાયા હતા. અભ્યાસ એ જાણે એમનું વ્યસન હતું, એક પ્રકારની ટેવ હતી.

નવસારી હાઈસ્કુલમાં જોડાયા પછી મારો એમની સાથે પરિચય થયો. એ પરિચયના ઘણા સ્મરણીય પ્રસંગો યાદ કરતાં આજે હૃદય રડે છે. એવું અઠવાડિયું ભાગ્યેજ જાય કે છોટુભાઈ મારે ત્યાં નહીં આવે. શાળામાં પ્રતિદિન મળીએ, છતાં મારે ઘેર આવી હૃદય ખોલી વાત કરવાની, સાહિત્ય, ધર્મ વિગેરે વિષયો ઉપર રસભરી ચર્ચા કરવાની, એમને ઉત્કટ ઇચ્છા થતી અને અમુક નહીં ધારેલે વખતે પણ એ શાંત અને સૌમ્ય મૂર્તિ દૃશ્યમાન થતી. એ જ્યારે આવે ત્યારે હું પણ કંઈ વાંચતો હોઉં–વા લખતો હોઉં; ત્યારે કહે કે "હવે એ બધું બાજુએ મૂકો." અને પછી વાતે ચઢીએ. એ અમૃતવાણીનો સ્વાદ તો જેણે ચાખ્યો હોય તેજ જાણે.

નિર્મળ અંતઃકરણમાંથી નીકળતા શુદ્ધ વિચારો; દિવ્ય કલ્પનાઓ અને ધાર્મિક સંસ્કારોથી પોષાતું એમનું ચિંતન–એ બધું ક્વચિત્ કોઈ લેખ વા કાવ્યમાં દેખાતું, અને તુરતજ મને તે બતાવે. મારો અભિપ્રાય માગે. હું "ઠીક છે" કહું, તે એમને ન ગમે; નિષ્પક્ષપાત અવલોકન એમને જોઈતું. કાવ્યમાં દોષો હોય તો મારે તે જરૂર બતાવવાજ જોઈએ. આખું કાવ્ય પોતે ગાતા. અને કોઈ સારો ભાવ હોય અને તે સાધારણ રીતે નહીં સમજાય એવો હોય તો તે ભાવ સમજાવતા, અને હું જ્યારે બરોબર અવલોકન કરી એમને મારો અભિપ્રાય કહેતો ત્યારેજ એમને શાંતિ થતી. એક પણ પુસ્તક વાંચવા લીધું હોય તો તે પુરૂં કર્યા વિના છોડે નહીં. અને તે વાંચતી વખતે પણ તેના ગુણદોષ મિત્રવર્ગમાં કહ્યા વિના રહે નહીં. આ એમની વાંચવાની રીત હતી. Bernard shawના નાટકો એમણે વાંચેલાં નહીં, પણ જ્યારે એકાદ વાંચ્યું એટલે તો એક પછી એક બધા વાંચવા માંડ્યા અને નાટકમાં કયો ભાગ સારો, Shaw નો Humour કેવો–વિગેરે ચર્ચા એ પોતેજ કરવા મંડી જતા અને છેવટે કહેતા "મિ. મહેતા, તમે જરૂર વાંચજો."

એકંદરે, નવસારીમાં રહ્યા તે દરમ્યાન એમનાથી બહુ વંચાયલું નહીં. પણ છેવટે ગીતા ઉપર એમણે ઘણું વાંચવા માંડયું હતું અને પછી તો એમજ કહેતા કે "મારે ગીતાનો સારો અભ્યાસ કરવો છે." કવિ ન્હાનાલાલનો અભ્યાસ પણ નવસારીમાં આવ્યા પછીજ કર્યો અને પરિણામે નવસારીમાં 'કવિ ન્હાનાલાલ' ઉપર બંધુ સમાજના આશ્રય નીચે પ્રો. અતિસુખશંકરના પ્રમુખપણા નીચે સ્વર્ગસ્થે એક ઘણો સુંદર નિબંધ વાંચ્યો હતો. તે પ્રસંગને યાદ કરીને પ્રો. ત્રિવેદી સાહેબ આજે પણ કહે છે કે "He was a promising young man, and his lecture then delivered by him was really good" એમનામાં કેવળ શુષ્ક વિદ્વતા ન હતી; વિદ્વતાની સાથે રસીકતા હતી અને એ રસીકતા એજ લોકપ્રિયતાનું કારણ હતી.

એમના માનસમાં પાર્થિવ વસ્તુઓ ન હતી. દુનિયાની ક્ષુલ્લક ભાવનાઓથી એ પર હતા. સ્વાર્થ, મોહ, ઈર્ષા વિગેરે સાહજિક દુર્ગુણો એમનામાં બીલકુલ ન હતા અને કેવળ સાત્વિક ભાવનાઓથી એમનું માનસ ભરેલું હતું. એ માનસનો વિકાસ થતાં થતાં એમને એમ થયું કે નવસારીમાં ધાર્મિક શિક્ષણનો પ્રચાર કરવા, ગીતા વર્ગ સ્થાપવો. એ વિચાર પ્રથમ મને જણાવ્યો. નવસારીની જનતાનો મને સારો અનુભવ હોવાથી, મે ના પાડી પણ આખરે મને સમજાવી લઈ, અમે બન્ને સાથે મળી, એ પ્રવૃત્તિને ઉત્સાહથી ઉપાડી લીધી. તે વખતે એમની એકજ ભાવના હતી કે 'नहि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति' આજ એમની કર્તવ્ય પરાયણતા અને તે છેવટ સુધી રહી.

તા. ૨૧-૧-૨૮ને દિને તે વખતના જડજ સાહેબ મિ. ઝાલાના પ્રમુખપણા નીચે ગીતા વર્ગની સ્થાપના થઈ ત્યારથી એમની માંદગી સુધી એ ગીતા વર્ગ એમણે ઉત્સાહ અને ખંતથી ચલાવ્યો. આરંભમાં હાજરી ઓછી હતી પણ એમને નિરાશા ન થઈ, અને પછી તો સ્ત્રીઓની સંખ્યા પણ વધી. પ્રથમ અધ્યાય પુરો કરી, બીજા અધ્યાયના દશ શ્લોક સુધી આવ્યા હતા. આત્માના અમર પણાનું એમનું વિવેચન આજે સંભારતા એમના અમર આત્માને આપણે વંદન કરી પવિત્ર

થઈએ છીએ. એક શ્લોક લઈ, તે ઉપર ઉપનિષદ, વેદ, સ્મૃતિ વિગેરે ધર્મ ગ્રંથોમાંથી તત્ત્વ ચિંતન કરી, દાખલા દલીલોથી એવી સચોટ રીતે સમજાવતા કે તે ભાવો હૃદયમાં સ્થિર થઈ જાય. એમનું વાચન ઉપલકીઆ ન હતું, પણ વિશાળ અને ઉંડું હતું. વેદાંત જેવો શુષ્ક વિષય તે સમજાવતાં ત્યારે તેમાં રસ ઝામતો, અને એમની રસીક શૈલી ઘણાને પ્રિય લાગતી.

સ્વભાવે શાંત, નમ્ર, વિવેકી પણ જરા લાગણી પ્રધાન (sensitive) અને આને લીધેજ ક્વચિત્ ચિંતાવ્યાકુલ રહેતા વા ઉદ્વિગ્ન રહેતા. પણ હું કહેતો કે 'एते हि ससारभावाः' ત્યારે એકદમ હસી પડતા અને શાંત થઈ જતા કોઈ એમને કંઈ કહે તો તે વિષે વિચાર કર્યાજ કરે. કોઈનું અપમાન કરતાં નહી અને તેથીજ કોઈનું જરીયે અપમાન એમનાથી સહન નહીં થતું. દુનિયામાં કટુતા છે એ ભાન એમને બહુ નહોતું થતું; વિચિત્રતા છે એ ભાન હમેશાં થતું. અને એ વિચિત્રતામાંથી કટુતા, કરતા ઉદ્ભવ થતા જોતા, છતાં પોતે તો 'વિશ્વ આશ્રમ સંતનું" એમજ માનતા. એમનું હૃદય ઘવાયેલું હતું અને એ ઘા રૂઝાય એવો ન હતો.

એમની સ્મૃતિ સંભારતાં મોટી સહિતા લખાય; શિષ્યો એમનું પવિત્ર, નિઃસ્વાર્થી, ભક્તિપરાયણ જીવનનું સ્મરણ કરી, અશ્રુઓ સારે; મિત્રો એમની સહૃદયતા યાદ કરી રડે; સગાં સંબંધીઓ એક સાચા સ્નેહીજન તરીકે સ્મરણમાં રાખે. એ જીવનના અણુ અણુમાં સહૃદયતા, સ્નેહ, માર્દવતા ભરેલાં હતા. હૃદય ઘણું કોમળ હતું અને એ કોમળતા નિકટ પરિચયમાં આવ્યા વિના અનુભવાતી નહીં. શિક્ષક છતાં પ્રતિક્ષણે શિષ્ય જેવા. બીજા પાસેથી શીખવાની જીજ્ઞાસાવાળા, એ હૃદયને Duty કર્તવ્ય–નું પુરેપુરૂં ભાન હતું. એમનો ધર્મ–Creed–વિષે કોઈ પુછે, તો એક અંગ્રેજ કવિના શબ્દોમાં એમજ ઉત્તર આપી શકાય, કે:—

"His creed? I care not what his creed;
Enough that never yielded he to greed,
But served a brother in his daily need;
Plucked many a thorn and plucked many a flower;

Glorified the service of each hour;
Had faith in God, himself and fellow-men;
Perchance he never thought in terms of creed,
I only know he lived a life indeed!"

એમની જીવન-જ્યોત્ જોતજોતામાં બુઝાઈ, અને એ બુઝાતો દીપક, બુઝાતા પહેલાં, ઘણો પ્રકાશ્યો અને એ પ્રકાશ એ એમનું છેવટનું જીવન-અને પ્રવૃત્તિ. કાળજ્વરથી પટકાયા, અનેક ડાક્ટરોની કાળજીભરી સેવા ચાકરી હોવા છતાં, એ આત્મા અનંતતામાં ભળી ગયો, અને એ મીઠું હૃદય મધુર સ્મૃતિઓ અહીં મૂકી ગયું. કવિ વર્ડઝવર્થના શબ્દોમાં:—

"That best portion of a good man's life,
His little nameless unremembered acts
Of kindness and of love"

આજે પણ એના ભલા અને નિઃસ્વાર્થ સેવાના કાર્યો જોતાં હૃદય દ્રવે છે. અને એ આત્માને વંદન કરે છે.

"તારી કબર ચણી ના, કે આવી ફૂલો વધાવું
છબી આ સ્થૂલ તારી, ચુમી આંસુઓ વહાવું."

ઉમીઆશંકર જેશંકર મહેતા

---

(૪)

## એ સુંદર સુમન!

### સ્વ. છોટાલાલ કૃષ્ણુરામ ભટ્ટની આછી રેખા.

પાંખડીએ પાંખડી ખીલીને હસી રહેલાં, અંગે અંગ રસપ્રવાહની કુમાસદાર છટા દર્શાવી રહેલાં, પરાગના પમરાટથી વાતાવરણને બહેકાવી રહેલાં, ઉન્નત છતાં નીચા નમી નમી સર્વનાં ચિત્ત આકર્ષી રહેલાં સુંદર સુગંધીદાર સુમનને કદી નિહાળ્યું છે? માણ્યું છે? તેની મોજ લૂંટી છે? તો તો તેનાં રૂપગુણનું ગમે તેવું સુંદર શાબ્દિક ચિત્ર સાવ નીરસ-લુખ્ખું સુકકુંજ લાગેને? સ્વ. ભટ્ટ એવાજ કોઈ પુષ્પસ્વરૂપ હતા.

સ્મરણ થતાંજ તેમની બાહ્ય મૂર્તિનો ચિતાર દૃષ્ટિ સમક્ષ તાદૃશ ખડો થઈ જાય છે—સદાયે સ્મિતહાસ્ય વાળી મુખમુદ્રા, સોનેરી ફ્રેમના ચશ્માંમાં ચમકાર મારતાં ચક્ષુ, અને અભિમુખ દૃષ્ટિવાળી ચપળ ચાલ; ઝવેરી કેપ, લાંબો કાળો કોટ, ધોતિયાંનો સફાઈદાર કચ્છોટો કે સફેદ તંગ પાટલૂન; અને પગે કાળા બૂટ હંમેશા ધારણ કરનાર તેમનું લગભગ સાડાપાંચ ફૂટ ઉંચું એકવડું છતાં ટટાર ઘઉંવર્ણું શરીર સામાન્ય છતાં તરતજ નોખું પડતું હતું.

વિદ્યાભ્યાસમાં વિહરી રહેલાં અને ઘણી ઉચ્ચ ભૂમિકાએ પહોંચેલાં તેમનાં માનસિક જીવનનો પરિચય તેમના સમાગમમાં આવનાર કોને નથી થયો વારૂ ? સંસ્કૃત, ગુજરાતી અને અંગ્રેજી સાહિત્યના રસપ્રવાહમાં ઉંડી ડુબકી મારી ત્યાંથી અમૂલ્ય મુક્તાફળ શોધી કાઢી મિત્રોને તેમજ શિષ્યોને તેની લહાણ કરતા તેમને કોણે નથી ભાળ્યા ? એ વેળાની તેમની મધુર છટાદાર વાણી, અસ્ખલિત વહી રહેતી વાગ્ધારા અને અંગોના આબાદ હાવભાવથી કોણ અજાણ્યું છે ? અને તેમની ચમકતી કલમમાંથી નીતરતી શૈલીએ કયા વાચકને વિચારમાં નાખ્યો નથી ?

ગણદેવી હાઈ સ્કુલના એક ઉત્તમ કોટિના વિદ્યાર્થી, સુરત સાર્વજનિક કોલેજના પ્રથમ પંક્તિના સંસ્કૃત સ્કોલર અને ફેલો, શ્રીમદ્ ભાગવત વગેરેની સંસ્કૃતમાં સરસ કથા કરનાર કુશળ શાસ્ત્રી, ગણદેવી હાઈ સ્કુલના તેમજ નવસારી મદ્રેસાના એક આદર્શ શિક્ષક—એમ ક્રમે ક્રમે જીવનપંથમાં આગળ વધી તેમણે સર્વત્ર ખ્યાતિ મેળવી હતી.

અને એ માનસિક જીવનને આપભોગના પ્રતાપ વડે વધારે ઓજસ્વી બનાવ્યાના દાખલા યે ક્યાં શોધવા પડે એમ છે ? ગણદેવી હાઈ સ્કુલમાં નિશાળના નિયત સમય બાદ સાતમા ધોરણમાં ઐચ્છિક અંગ્રેજીના ( Optional English ) વર્ગ રસ ભેર ચલાવનાર શિક્ષક તરીકે, ત્યાંની વાદસભામાં ઉત્સાહપૂર્વક ભાગ લઈ તેમાં નવીન પ્રાણ ફૂંકનાર પ્રણેતા તરીકે, તેમજ ત્યાંના હસ્તલિખિત માસિક ઉષામાં વખતોવખત સરસ લેખ આપનાર લેખક તરીકે તેમને આજે ય બધા યાદ કરે છે. તેમણે અનેક વિદ્યાર્થીઓને મફત ખાનગી શિક્ષણ આપ્યાની વાત જેટલી

અજાણી રહી છે, તેટલી જાણીતી તેમણે નવસારીમાં ચલાવેલા ગીતાના ઐચ્છિક વર્ગની ખ્યાતિ છે.

તેમના હૃદયના ગુણો તો તેમનાં જીવનની પરાકાષ્ઠાજ દાખવતા. હંમેશા નમ્ર, પ્રશાંત અને મિલનસાર તેમની પ્રકૃતિ; સેવા અને ભક્તિભાવ પરાયણ તેમનું શુદ્ધ, સાદું અને સાત્વિક જીવન; મિથ્યા મોટાઈ, ખોટી ખ્યાતિ, બાહ્ય આડંબર અને માન મર્તબાની લેશ પણ સ્પૃહા કે પરવા ન રાખનાર તેમની વૃત્તિ આદરણીય ગણાય. કુસુમને છુંદો, કાપો, ચગદો કે ચૂર્ણ નાખો, છતાંય તે પોતાની કોમળતા અને સુવાસ છોડતુંજ નથી; તેમ અનેક ઉપાધિઓથી ચગદાયા છતાં, મિત્રના ય છેહથી છેદાયા છતાં અને દુનિયાના પ્રહારથી પીડાયા છતાં તેમના હૃદયમાંથી હંમેશા સદ્‌ભાવનાની સુવાસજ નિર્ઝર્યા કરતી હતી. પ્રકૃતિ અને પ્રાણના ગે ભોગે તેમણે તૈયાર કરેલી વસ્તુને કોઈ થાપ આપી આયતી પચાવી જતું. તોયે તેની વિરૂદ્ધ તેઓ ઉંહ્ૂ સુદ્ધાં બહાર નહોતા કાઢતા. આ તો તેમની ઉદાર વૃત્તિની અને મહાનુભાવનાની પરાકાષ્ઠાજ કહી શકાય.

તેમનાં ચારિત્ર્યની વિશુદ્ધિની તો વાતજ ક્યાં કરવી ? સ્વપ્નમાં યે જેને મલીનતા સ્પર્શી શકી નથી, તેને જાગ્રતમાં તો ક્યાંથીજ તે સ્પર્શી શકે ? અગ્નિમાં તપી તપીને બહાર નિકળેલું શુદ્ધ સુવર્ણ જેમ વધારે દેદીપ્યમાન બની રહે છે, તેમ જીવનની અનેક કસોટીમાંથી પસાર થયલું તેમનું ચારિત્ર્ય વધારે ને વધારે શોભી રહ્યું હતું.

આવું એક સુંદર સુવાસિત સુમન...નહિ, હજી તો ઉગતીજ કલિકા...કાળના ક્રૂર કૂહાડાથી અકાળે કપાઈને આજે અદૃશ્ય ગઈ ગયું છે એ ઘણા ખેદની વાત છે.

**મગનલાલ કેવળરામ દલાલ.**
હેડમાસ્તર, ગણદેવી હાઈસ્કુલ.

---

૫૫૦૮૪

(૫)

# એક યુવકરત્નનો સ્વર્ગવાસ

ભારતવર્ષમાં એવો પણ સમય હતો કે જ્યારે યુવાનમરણ શું, એ કોઈ પણ જાણતું ન હતું; આજે, એજ ભારતવર્ષમાં યુવાનમરણ એટલે કોઈ આશ્ચર્યકારક નહિ, પરંતુ સાધારણ પ્રસંગ મનાય છે.

શ્રાવણ શુક્લ ચતુર્દશીની ચંદ્રવની રાત્રિ છતાં કેટલાંયે હૃદયોમાં અંધકાર છવાયો. અંધકારજ છવાય ને? ૨૬ વર્ષની યુવાન—અતિયુવાન વયે એક સંસ્કારી યુવકરત્નનો સ્વર્ગવાસ થયો. જે વય પ્રાચીન વર્ણાશ્રમધર્મ પ્રમાણે વિદ્યા પ્રાપ્તિ પૂર્ણ કરવાની હતી તે વય અર્વાચીન વર્ણાશ્રમમાં જીવન પૂર્ણ કરવાની નીવડે એ પણ અર્વાચીન યુગનો મહિમાજ નહિ તો બીજું શું વારૂ?

આપણી જ્ઞાતિનાં સંસ્કારી યુવકોમાં આ એક ખરેખરૂં રત્ન હતું. એ યુવકરત્ન તે **સ્વ. ભાઈ શ્રી છોટાલાલ કૃષ્ણારામ ભટ્ટ** બી.એ.

સ્વ. છોટુભાઈના અવસાનનાં સમાચારે સમસ્ત જ્ઞાતિમાં, સ્વ. છોટુભાઈના સ્નેહીઓનાં અને છેવટે માનવ હૃદય ધરાવતા સર્વ કોઈના હૃદયમાં શુક્લ ચતુર્દશીની ચંદ્રિકા છતાં અમાસનો અંધકાર છવાય એમાં શું આશ્ચર્ય!

સ્વ. છોટુભાઈનો યત્કિંચિત્ પરિચય એ આ ટુંકા શબ્દચિત્રનો હેતુ.

તે બાલ્યકાળ તો હજુ ચાલુજ હતો. બાલ્યકાળની નિર્દોષ રમતો રમાતી. જગતમાં ખાવું, પીવું અને રમવું; એ સિવાય બીજું કાંઈ કર્ત્તવ્યજ નથી એમ સમજતાં બાલમાનસ પર સાત વર્ષની વયેજ ઈશ્વરનો કોપ થયો. સ્વ. છોટુભાઈ, માત્ર સાત વર્ષના હતા, ત્યાં તો તેમનાં પિતાનું અવસાન થયું. લંગોટી મારવાનું પણ જેને ભાન ન મળે તેને માથે બાલ્ય કાળથીજ સંસારની વિડંબણાઓ શરૂ થઈ. જે અવસ્થામાં જીવન અને મરણનું જરાતરા પણ ભાન ન હોય તે અવસ્થામાં આવો કરૂણ પ્રસંગ અનુભવવાનો સમય આવે ત્યારે કોઈક વિચિત્ર પરિસ્થિતિ ઉપસ્થિત થાય છે. છતાંયે આ બાલ્યાવસ્થામાં પણ, છોટુભાઈની સમજશક્તિ સામાન્ય

બાલકો કરતાં કાંઈક વિશેષ સતેજ હતી. પ્રસંગની પરિસ્થિતિ બરોબર સમજીને તેમણે તેમનાં પૂ. માતુશ્રીને દિલાસો આપવા માંડયો. અને જીવનકાળને નિભાવવા લાગ્યા.

સંસ્કૃતિનાં મુખ્ય અંગોમાં વિદ્યાનું સ્થાન ઉચ્ચતમ છે. સ્વ. છોટુભાઈ ને બાલ્યાવસ્થાથીજ વિદ્યાપ્રત્યે અભિરૂચી હતી. અને સરસ્વતીની એમના પર નાનપણથીજ કૃપા હતી એમ કહીએ તો ચાલે. શાળામાં હમેશાં પ્રથમ સ્થાન રાખતા. ગુજરાતી અભ્યાસ પૂરો કર્યા પછી તેમણે અંગ્રેજી અભ્યાસની શરૂઆત કરી. અંગ્રેજી શાળામાં સંસ્કૃત શિખવી શકે એવા શિક્ષકનો અભાવ હતો. છતાંયે માતૃભાષા પ્રત્યેનાં પ્રેમે સ્વ. છોટુભાઈ સંસ્કૃત તરફ ખાસ પક્ષપાત રાખતા. સંસ્કૃત ભાષા પ્રત્યે એમની અભિરૂચી વિશેષ હતી. આમ મેટ્રીકની પરીક્ષા પ્રથમ વર્ગે પસાર કરી અને ઉચ્ચતર કેળવણી માટે સુરતની એમ. ટી. બી. આર્ટ્સ કોલેજમાં દાખલ થયા. કોલેજનાં ચાર વર્ષોમાં કોલેજના ઉત્તમ વિદ્યાર્થીને આપવામાં આવતી શિષ્યવૃત્તિ એમણે ચારે વર્ષો મેળવી. અને સસ્કૃત વિષય સાથે તેઓ બી. એ. માં પાસ થયા. બી. એ. માં તેમણે લગભગ ૫૮ ટકા જેટલાં ગુણાંક મેળવ્યા હતા. સુરતની કોલેજમાંથી પાસ થનારા વિદ્યાર્થીઓમાં તેઓ પ્રથમ નંબરેજ હતા.

સ્વ. છોટુભાઈ એક ઉત્તમ વિદ્યાર્થી હતા. એમ. ટી. બી. આર્ટ્સ કોલેજના અધ્યાપક શ્રી. કમળાશંકર ત્રિવેદી એમને માટે કહે છે "મારા હાથ નીચે આવી ગયેલા વિદ્યાર્થીઓમાં છોટુભાઈનું સ્થાન ઘણુંજ ઉંચું હતું. તેઓ એક ઉત્તમ વિદ્યાર્થી હતા."

એક વર્ષ સુધી તેઓ કોલેજના ફેલો તરીકે રહ્યા અને તે દરમ્યાન તેમણે કોલેજના વિદ્યાર્થીઓ તથા અધ્યાપકોનો અપૂર્વ સ્નેહ સંપાદન કર્યો. કોલેજના અધ્યાપક તરીકે તેઓ ઘણુંજ સારૂં કામ કરી શકે એવું આ સમયે લાગ્યું હતું. પરંતુ એ પદને માટે એમ. એ. ની ઉપાધી મેળવવી આવસ્યક હતી, જે એઓ તિવ્ર આકાંક્ષા છતાં મેળવી શકયા નહિ.

એક વર્ષ સુધી ગણુદેવી હાઈસ્કુલમાં શિક્ષક તરીકે એમણે કામ કર્યું; તે દરમ્યાન તો એમની શિક્ષણપદ્ધતિથી આખોયે વિદ્યાર્થીસંઘ એમની

પાછળ ગાંડો થયો. પરંતુ એક વર્ષ પછી તેઓ નવસારીની મદ્રેસા હાઈસ્કુલમાં સંસ્કૃતના શિક્ષક તરીકે જોડાયા. અને અહીં પણ શિક્ષક મંડળ તથા વિદ્યાર્થી સંઘનો સંપૂર્ણ સ્નેહ તો એમને માટે ખરોજ. એમનાં અવસાનથી આજે આ આખોયે સમૂહ આંસુ સારે છે.

૨૬ વર્ષ જેટલાં ટુંકા અલ્પજીવનકાળમાં પણ સ્વ. છોટુભાઈએ માનવતાની ઠીક સેવા સાધી છે. એમની સેવાના એકજ ચિરંજીવ સ્મરણ રૂપે તો નવસારીમાં તેમણે શરૂ કરેલો ગીતા વર્ગ, આજે યે ખડો છે. એજ ગીતાવર્ગ દ્વારા શું સ્વ. છોટુભાઈનું સ્મારક ન કરી શકાય ?

સ્વ. છોટુભાઈ એક સંસ્કારી આત્મા હતા. ભગવાન શ્રી કૃષ્ણના ઉપદેશાનુસાર તેમણે કર્મયોગનું પાલન કરી બતાવ્યું છે. એમનું ચારિત્ર્ય, એમનાં સદ્‌ગુણો એમનું ગાંભીર્ય; શાન્તિ અને સહનશીલતા, એમનાં પરિચયમાં આવનાર કોઈ પણ વ્યક્તિથી અજાણ્યાં નથી. એમની સહનશીલતાના સબંધમાં તો આગળ વધીને એટલી હદ સુધી કહી શકાય કે કે પાશ્ચાત્ય કેળવણીના રંગથી રંગાયલો કોઈપણ યુવાન એમના જેટલી સહનશીલતા આજે દાખવી શકે કે કેમ એ એક તિવ્ર પ્રશ્ન છે. આપણી જ્ઞાતિમાં તો હું એવો કોઈ યુવાન જોઈ શકતો નથી.

૨૬ વર્ષ જેટલા ટુંકા જીવનકાળમાં પણ સ્વ. છોટુભાઈએ વિશાળ વાચનદ્વારા પોતાનામાં વિદ્વત્તાનો અપૂર્વ ભંડાર ભર્યો હતો. આપણા આજના સ્નાતકોમાં એમનાં જેટલું સંસ્કૃત ભાષાનું જ્ઞાન ધરાવતા કોઈકજ હશે. શ્રીમદ્ ભાગવતની સપ્તાહ તેઓ વાંચી શકતા અને તે યે સુરમ્ય શૈલીમાં. સંસ્કૃત તેમજ અંગ્રેજી સાહિત્યનો તેમનો અભ્યાસ ઘણોજ હતો.

એમના વિશાળ વાચન અને અભ્યાસનો લાભ એઓ કેટલાંક કારણો સર આપી શક્યા નહિ એ ખેદકારક છે. 'ચંદ્રોદય'ના બેએક અંક આગળજ આપણે 'મહી મહિમા' નામક એમની કાવ્ય પ્રસાદી મેળવી શક્યા હતા. ભવિષ્યમાં એમની વિદ્વત્તાનો લાભ 'ચંદ્રોદય' અવશ્ય મેળવત. પરંતુ ઈશ્વરને એ ન રૂચ્યું અને એ યુવકરત્નને આપણા સમૂહમાંથી છીનવી લીધું.

એમની શારીરિક પ્રકૃતિ વખતો વખત અસ્વસ્થ રહેતી અને તેના પરિણામેજ તેઓ એમ. એ. ની પરીક્ષામાં બેસી શક્યા ન હતા. એમ. એ. નો અભ્યાસ તો ચાલુજ હતો. અને જો તેઓ જીવંત હોત તો એક બે વર્ષમાં જરૂર એમ. એ. થાત, એ નિઃશંક હતું.

હવે તો આપણે માત્ર એમનું સ્મરણજ કરવાનું રહ્યું. પ્રભુ એમના આત્માને શાશ્વત શાન્તિ અર્પે! "પીયૂષ"

---

( ૬ )

## એ માનસ

કોઈ પૂછે માનસતા તે શી હશે? કયા આભૂષણ વડે તે આભૂષિત હોય છે? કેવા ઓજસથી એ ઓપાય છે? શા સત્વથી તે સેવાય છે? તત્વથી તે તરે છે તે કયું? અમૃતવડે અમરતા મેળવે છે તે શું? આવા પ્રશ્નોની પરંપરાઓના પ્રત્યુત્તરો જેટલા પુસ્તકો આપી શકે તેના કરતાંયે વધુ વ્યાપક રીતે સચોટ અને સ્પષ્ટ કોઈ જીવાત્માની સૃષ્ટિ–યાત્રા શિખવે છે. એવા એક યાત્રાળુની યાત્રાની આ નોંધ આત્મા આત્મામાં માનસતા પૂરશે.

મૃદુ અને સૌજન્યના ઓપ એના મૃત શરીર પર નાચતાં હતાં. તેજ મૃદુતા અને સૌજન્યતા શૈશવકાળથી એ આત્માની વિશિષ્ટતા હતી. અને હતી એક સવિશેષતા એ હાડપિંજર જેવા દેહધારીના આંતર મંદિરે. બાલ્યકાળથી એને પિછાનનાર તરિકે નહિં પણ એના સ્નેહ અને મૈત્રિના સ્થાન તરિકેના એક સ્થાનવાસીના પરિચયમાં એ વિશિષ્ટ આત્માની સવિશિષ્ટતા એનાં જ્ઞાન પ્રાપ્તિની ચંચળ અભિલાષ હતી.

વડોદરા–રાજ્યમાં ગણદેવીનું પુસ્તકાલય ઘણુંજ ઉંચું સ્થાન ભોગવે છે તે એવા પુસ્તક સંગ્રહ માટે. એ પુસ્તક–સંગ્રહમાંના ગુજરાતી, સંસ્કૃત અને અંગ્રેજી એવી ભાગ્યેજ થોડીક મહત્વહિન ચોપડીઓ સિવાય પ્રત્યેક એ બાળકે અંગ્રેજી ત્રીજું ચોથું ધોરણ ભણતાં એના સરખા કોઈ બીજું બાળકે વાંચ્યું હોય એવી જાણ નથી. અને શાળામાં જે દિવસે પહેલા નંબરથી બીજામાં ઉતરવાનો પ્રસંગ કદાપિ આવે તો ચોધાર આંસુએ

શિશુ રડી પડતો. જેવો એ શૈશવકાળ તેવોજ એનો યૌવન–કાળ. અભ્યાસ એજ એક જીવન–મંત્ર. કોઈ જાણે છે કે છોટાલાલ કૃષ્ણારામ ભટ્ટ કદિયે કોઈપણ પરીક્ષામાં નાપાસ થયા, અને કોઈ જાણે છે કે આપણી સુરત અઠ્ઠાવીશીમાં એવો બીજો કોઈ યુવક જેણે કોલેજની ફેલોશીપ મેળવી હોય ?

અને એજ પ્રવૃત્તિ શાળા–કોલેજના અભ્યાસ પછીએ પૂરો નવસારીની જનતાને હતી કેટલી નાની વય ? તથાપિ ગીતા–પ્રવચનથી તરી નીકળેલી એમની વિદ્વત્તા નવસારીની પ્રજાને ભાનભૂલી બનાવી રહી હતી કે આતે હાડપીંજર જેવો જર્જરિત ઝીણો દેહી કે કોઈ ભૂલો પડેલો સ્વર્ગીય ફીરસ્તો ? એ સર્જાયો હતો જ્ઞાન–પ્રાપ્તિ માટેજ કે શું ? શી એની કુશાગ્રબુદ્ધિ. એક વખતના વાંચનેજ એને ઘણું યાદ રહેતું. માત્ર સહેજ પ્રયત્ન કર્યેજ લાંબા કઠીન શ્લોકો એને જીવ્હાગ્રે થતા. કહેવાય છે કે કુશાગ્રબુદ્ધિવાળાથી બહુ વખત અભ્યાસ પર ચોંટી નહિં રહેવાય જ્યારે આતો દહાડો ને રાત અભ્યાસ પરજ છેક જીવન–અંત સુધી ચ્હોંટી રહેતો. આવી સવિશેષતા એજ લાંબા લાંબા અનુભવવાળા શિક્ષકોની પંક્તિમાં એ આજ કાલનો શિક્ષક મનાતો અને વિદ્યાર્થીઓ એને પૂજતા, કારણ એ વિદ્યા આપી શકતો. શિક્ષક તરિકેનું એનું જીવન ત્રણ'ચાર વર્ષનું હશે, તે દરમ્યાન એમના વિદ્યાર્થીઓના હૃદયમાં એમણે પ્રગત કરેલું સ્થાન જાણતાં એ જ્ઞાન–આપવા લેવાનો વ્હેવાર ચલાવવાજ એની યાત્રા હતી એમ કહેવાય, અને આપણી અઠ્ઠાવીશીનો સત્કાર કેમ ભૂલાય ! સાંધીએર પાઠશાળા અને બીલીમોરાશાળાના પરીક્ષક તરીકે જ્ઞાતિના શાસ્ત્રીઓ સાથે એમની પસંદગી એ એમની વય માટે ગૌરવ ભર્યો પ્રસંગો નહિ ?

આ–એટલે વિદ્યા એજ માનસતા ઘડનાર સર્વ તત્વોની પ્રણેતા. એ માનસતાના અલંકારો સૌજન્ય, સ્નેહાર્દ, મૃદુતા. જેણે એ આત્માને નિરખ્યો હશે તેને સારી રીતે વિદિત છે કે એની સૌજન્યતા કોઈ પ્રતાપીજ હતી; એની સ્નેહાકૃતિ કોઈ અલૌકિકજ હતી. અને મૃદુતાની તો પરાકાષ્ટાજ એનામાં હતી. એના સંગત પરિચયમાં અનેકવાર આર–

નારાઓને સુજાણુ છે કે એક સાધારણુ વાત વાતમાં એનું હૃદય ભરાઈ આવતું ! અને જરી સહેજ વાતમાં આંસુંપણુ સરી જતાં.

આજ એ આત્માની માનસતા. આજે એણે ટુંકી યાત્રા પૂરી કરી. તે યાત્રાનો સદેશ આપણુને ઝીલવાની પ્રેરણા કરતો એ આત્મા ચાલ્યો ગયો. અને એ સંદેશ શું નહિં ઝીલવો આપણુને પરવડે ? અને એ સંદેશ એમના જીવનના અનેક પ્રસગો જોતાં બહુ અસરકારક હોવો જોઈએ. ધણાયે વિદ્યાર્થીઓ માને છે કે તેમના સંજોગો તેમની પ્રગતિને આડે આવે છે. સ્વર્ગસ્થ છોટાલાલને પોતાના અધ્યયન સમયે જે સંજોગોની સામે થવું પડયું હતું તે સંજોગો તેઓ જાણે તો પછી બીજા હતાશ પામતા વિદ્યાર્થીઓને એમજ જણાય કે સુથારને ઘડતાં નહિં આવડે એટલે હથિઆરોનો વાંક કાઢે તે પ્રમાણે તેઓ કરે.

એમના પિતાશ્રી એમને ઘણીજ બાલકવયમાં મૂકી સ્વર્ગે સીધાવ્યા હતા. એમના ત્રણ બ્હેનો અને બે ભાઇઓ એ બધાની દેખરેખ કુટુમ્બમાં એક વડીલ વ્યક્તિ માત્ર એમના માતુશ્રી પરજ આવી સાંપડી. આવા સંજોગોમાં આપણી જ્ઞાતિનું કોઈપણ કુટુંમ્બ કેવા રીતે જીવન વીતાડે એ જ્ઞાતિની પરિસ્થિતિજ સૂચવી દે છે. સ્વર્ગસ્થ વૈદ્ય ઉત્તમરામ (ભાણાભાઇ) અને તેમના પચત્વ ગમન પછી વૈદ્ય મોતીરામ ભાઇએ એ કુટુમ્બની દેખરેખની જૂસરી માથે લીધી અને છોટુભાઇને પોતાના અભ્યાસ તરફ એક લક્ષી રહેવા દીધા. તથાપિ કુટુમ્બના મોટા છોકરા તરીકે કુટુમ્બ અને સંસારનો ભાર એમને માથેથી દૂર નજ હોય આવી પરિસ્થિતિમાં એમની વિદ્યાભ્યાસ પ્રતિ એકાગ્રતા એ એમના જીવન સંદેશને અસરકારક નથી બનાવતી !

ભદ્રશંકર મંછારામ ભટ્ટ.

---

( ૭ )

# અવિનાશી તત્વમાં નિર્વાણ પામેલું મોઢજ્ઞાતિનું અણમોલું રત્ન.

## " કર કંપે કલમ ન લખે એવું દુઃખદ મોત "

ખીલેલું ફુલ કરમાય છે અને ઉદય પામેલો શશાંક આથમે છે. પરંતુ તે નિશ્ચિત ક્રમ પ્રમાણે થાય છે તેથી ક્ષોભ થતો નથી. પરંતુ જે ફુલ ખીલ્યા અગાઉ ( કલિકાવસ્થામાંજ ) સહસ્ત્રાંશુનાં કિરણોથી કરમાઇ જાય તેથીજ ક્ષોભ થાય છે. સમાગમનું છેલ્લું પરિણામ વિયોગ અને ઉત્પત્તિનું પરીણામ નાશ હોવા છતાં પણ જો તે કવખતે થાય તો શોકાવહ બને છે. વિધાતા અનેક સદ્દગુણોને એક પાત્રમાં અર્પે છે છતાં આયુષ્ય અર્પતી વખતે કૃપણ બને છે એ જોઈને વિધાતાના ઉપર પણ દોષારોપણ કરવાનું મન થઇ જાય એવો બનાવ શ્રાવણ શુક્લ ચતુર્દશીની રાત્રે બન્યો. જનતા કહે છે કે એ દીવસે ભાઈ છોટાલાલ કૃષ્ણારામ ભટ્ટ દિવ્યપંથે પ્રયાણ કરી ગયા પરંતુ અમો કહીએ છીએ કે એ દિવસે મોઢજ્ઞાતિનું નૂર, નીલનભોમંડલમાં વિલીન થઈ ગયું છે.

અણુએ અણુમાં શાંતિ, માર્દવ, પ્રેમ અને આર્જવ, વિકારના પ્રસંગોમાં પણ નિર્વિકાર વૃતિ, ક્રોધના પ્રસંગમાં પણ ધરિત્રી જેટલી ક્ષમાવૃત્તિ, પશ્ચિમની વિદ્યાનું શિક્ષણ લેવા છતાં શુદ્ધ બ્રાહ્મી જીવન, યુવાવસ્થામાંજ અચ્યુતપથ દર્શિકા ( ગીતા ) નું પ્રવચન, અધ્યાપન અને મનન, સદાકાળ હસતું વદન, ઠરેલ અને ગંભીર વિચાર, પ્રેમથી છલોછલ ઉભરાતી અંતઃકરણની વૃત્તિઓ, વિગેરે એકજ જગ્યાએ અનેક ગુણોનો સન્નિવેશ સદ્દગત ભાઈ છોટુભાઇનામાં હતો. પરંતુ મોઢજ્ઞાતિનાં ટુંકા દૈવે જ્ઞાતિ, એમની સદ્વિદ્યાનો અમૂલ્ય લાભ મેળવે તે અગાઉ એઓ અપુનરાવૃત્તિને માર્ગે પ્રયાણ કરી ગયા છે. સ્વ૦ પ્રભાશંકરભાઇનો શોક તો હજી શમ્યો નથી તેટલામા આ બીજો મહાશોકનો પ્રસંગ આવી પડયો છે એ ઉપરથી એમ સમજાય છે કે હજી મોઢજ્ઞાતિનો ઉદય દૂર છે.

સદ્‌ગત ભાઈ છોટુભાઇની પરમપાવન વૃત્તિઓ એ આત્માને આનંદમય દિવ્યપ્રદેશમાં લઇ ગઇ હશેજ એટલે એ સંબંધમાં પ્રભુની પ્રાર્થના કરવા કરતાં પ્રભુને એક બીજી પ્રાર્થના કરવાની કે મોઢ જ્ઞાતિમાં આવાં રત્નો ઉત્પન્ન ન કરીશ તો ચાલશે પણ ઉત્પન્ન કરીને અલ્પાયુ બનાવીશ નહી.

( મોઢ ચન્દ્રોદય તંત્રી કાર્યાલય. )

---

( ૮ )

## છોટાલાલ કૃષ્ણુરામ ભટ્ટને

### એમના એક વિદ્યાર્થીની સ્મરણાંજલિ

મી. ભટ્ટ ગયા એ પડઘો વાતાવરણમાં પડી રહ્યો છે. પરંતુ એના સ્નેહીજનોના અંતરાત્માનો પડઘો સુણ્યો છે? ભટ્ટ અમર છે. એમનો આત્મા અવિનાશી છે એટલુંજ નહી પણ એમની સાક્ષાત્ મૂર્તિ–એમના લિંગશરીરનું પ્રતિબિમ્બ–પણ સ્નેહીહૃદયમાં શાશ્વત વિરાજશે.

એમના પરિચયમાં આવતાં સર્વને એ આકર્ષતા. શિષ્ય હોય વા સ્નેહીજન હોય. સંબંધી હોય વા કોઈ અપરિચિત વ્યક્તિ હોય, પરંતુ એકવાર એમની સાથે વાત કરવાની તક પ્રાપ્ત થતાં એમના એ સ્નેહાકર્ષણથી સર્વ વિવશ થતાં. એમની નમ્રતા, એમની વાચાની મીઠાશ, અને સર્વ સાથે દીલ ખોલીને હાસ્ય વિનોદ કરવાનો એમનો સ્વભાવ–એ કોને ન આકર્ષે ?

એમના વિદ્યાર્થી થવાનું મને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. એક શિક્ષક તરીકે શિષ્યનો પ્રેમ સંપાદન કરવાની એમનામાં અજબ શક્તિ હતી. ગમે તે વિષય શીખવતા હોય છતાં તેમાં રસિકતા લાવવાની અને વિદ્યાર્થીનો ઉત્સાહ જાળવી રાખવાની એમનામાં સહજ શક્તિ હતી. છોકરાઓને સાદી અને સરળ ભાષામાં સમજાવે. તેમના તરફ પ્રેમાળ વર્તન રાખે અને આળસથી છોકરો અભ્યાસ ન કરે તો તેને મીઠી ભાષામાં એવો ઠપકો આપે કે છોકરો જાતેજ શરમાય ને અભ્યાસ તૈયાર કરે. સોટી

ઉગામતા તો એ શીખ્યા હશે કે કેમ એજ શંકા છે ? ભુલેચુકે કોઇવિખત ગુસ્સાને વશ થઈ–વર્ગમાં કદાચ એક દિવસ એવો આવે તો નહીં જેવી શિક્ષા કરે, તો એનો એમને પસ્તાવો થતો. ઘેર આવતાં પણ એ વાત વિસારે નહી અને બીજે દિવસે જ્યારે છોકરાને વર્ગમાં પાછો હસતો જુએ ત્યારેજ એમને શાંતિ થાય. આથી વિશેષ પ્રેમાળ અને કુમળું હૃદય બીજું કયું હોઈ શકે ?

હાસ્ય તો હંમેશ એના વદન પર હોયજ. અને અભ્યાસ લેતા પણ વચ્ચે વચ્ચે હાસ્ય ટુચકાઓ વા સંસ્કૃત શ્લોકોથી હસતાં અને હસાવતાં.

શિષ્યને કેટલું આવડે છે તે પહેલાં જાણી લઈ તેને ત્યાંથી આગળ શિખવવું એ એમની શિક્ષણ પદ્ધતિ. છોકરાની ગુંચો ઉકેલવી અને તેને વાંચન માટે પ્રેરણા કરવી એમાંજ એમનો ખરો આનંદ. અને લેશન લેતાં વચ્ચે Witty humour થી precepts શિખવવાં એમાં એઓ પોતાનું કર્તવ્ય માનતા.

એમનું વાચન વિસ્તૃત હતું અને ગ્રાહ્યશકિત પ્રબળ હતી એટલુંજ નહી પણ પોતાનો જ્ઞાન રસ બીજામાં રેડવાની એમનામાં કુદરતી બક્ષીસ હતી. છોકરાઓના મગજમાં એક વિષય સચોટ ઠસાવવો એ એમને માટે કઠીન ન હતું.

વર્ગમાં છોકરાઓ સાથે પ્રેમાળતાથી વર્તતા એટલુંજ નહી પરંતુ જ્યારે કોઈ છોકરો ઘેર જાય ત્યારે એવી માયા અને મમતા દાખવે કે છોકરાઓને હરઘડી એમને મળવા જવાનું મન થતું. શિષ્ય અને શિક્ષકનો સંબંધ તો એ દાખવતાજ નહી. એમનું વર્તન હંમેશા મોટાભાઈ જેવું હતું. અને એમની સાથે વાર્તાનો વિષય પણ એમના કોલેજના અનુભવો, એમના જીવનના કંઈક પ્રસંગો અથવા તો એમના વાચનમાંથી કાંઈક જાણવા જેવી વસ્તુનું વિસ્તૃત વિવેચન.

એમનો અભ્યાસ સંસ્કૃતમાંજ વિસ્તૃત હોય એમ નહી પરંતુ અંગ્રેજી સાહિત્યનું પણ એમનું વાચન વિશાળ હતું. Shellyના એઓ ખાસ અભ્યાસી હતા. તે ઉપરાંત Modern literatureના એ ખાસ વાચક હતા.

શિક્ષક છતાં એ શિષ્યજીવન ગાળતાં ઉચ્ચ આદર્શવાન્ સ્વ. મિ. ભટ્ટ સ્નેહીના હૃદયમાં સ્નેહી તરીકે અને એમનાં શિષ્યોના હૃદયમાં એક આદર્શ પ્રેમાળ શિક્ષક તરીકે હંમેશને માટે અમર રહેશે !!!

એમનો આજ્ઞાંકિત

'શિષ્ય'

નવસારી, તા. ૨૦-૯-૨૯

કાપડીઆ કે. એમ.
(સીનીઅર બી.એ.,)

---

(૯)

## સ્વ. છોટુભાઈ ભટ્ટ.

Those whom God loves, die young, એ કથન, ખરે, સત્યથી ભરપુર છે. આપણે પણ કોઈ ઉદ્યાનમાં જઈ ચઢીએ તો સુંદર અને સુવાસિત પુષ્પોજ ચુંટીએ ને? પરમાત્મા પણ પોતાના જગત્ ઉદ્યાનમાંથી સુંદર અને સુવાસિત પુષ્પોનેજ ચુંટી લે છે.

સ્વ. છોટુભાઈ પણ એવીજ રીતે ચુંટાએલા સુંદર અને સુવાસિત પુષ્પોમાંના એક. એમને માટે લખવાનું કહેતાં "શું લખું? ને શું ન લખું". એમજ થાય છે. અનેક મીઠાં મધુરાં સ્મરણો સ્મરણ પટ પર કોતરાઈ રહ્યાં છે. એમનું અગાધ જ્ઞાન, એમનો મીઠો મીલનસાર સ્વભાવ, વિદ્યાર્થી પ્રિયતા, શિક્ષણ પદ્ધતિ વિગેરે હજારો ગુણો માટે તો હજારો પાનાં ભરાય.

એમનાં વિદ્યાર્થી હોવાનું માન મનેય હતું. એમનાં ચરણે બેસી જ્ઞાનામૃત પીવા માટે હું કંઈ ઓછો મગરૂર નથી મહેસાનાં મારાં ત્રણ વર્ષ દરમીઆન મને પ્રેરણાનાં પાન કરાવનાર, મારામાં ચેતનાના ફુવારા ઉરાડનાર, ભાવિ 'સ્વપ્ન' ને 'સત્ય' બનાવવાના પ્રયાસમાં સલાહ અને સહાય આપનાર, મારી ધગશને પોષનાર જે બે ત્રણ વ્યક્તિઓ તે સમયે હતી તેમાં સ્વ. છોટુભાઈ એક હતા. એમણે મારે માટે ઘણુંજ કર્યું છે, એ ઋણ કેમ વાળું? વાળ્યું વાળી શકાય એમ નથી.

સ્મરણો તો અનેક છે. પણ બધાં ટાંકવાનો આ સમય નથી. "મહેસાના ત્રણ વર્ષો" દરમ્યાન જોડાએલું એમનું નામ અમર રહેશે. ત્યારે અમે યૌવનને આંગણે વિહરતા હતા. અમારી પ્રવૃત્તિઓનાં નાવનાં સુકાનીઓમાંના સ્વ. છોટુભાઈ એક સુકાની હતા. મુરબ્બી ઉમીઆશંકર મહેતા સાથે અમને વારંવાર સલાહ આપનાર, જ્યારે માર્ગમાંથી અવળે પંથે ચઢી ગયા હોય ત્યારે સીધે રસ્તે મુકી જનાર, કાર્ય દિશા નક્કી કરી આપી આગળ ધપાવનાર છોટુભાઈ ન હોત તો અમે કર્યું "ન કર્યું"જ રહેત. વિદ્યાર્થીઓમાંના માંહોમાંહેનાં અંતસોને દૂર કરનાર એ પ્રતિભાશાળી વ્યક્તિ કેમ વિસરાય? તે વખતનાં હસ્તલિખિત પખવાડિક, માસિકને અનેક રીતે શણગારનાર સ્વ. છોટુભાઈને કોણ ભુલે? અનેક રીતે પ્રવૃત્તિઓ —માસિકો, સભાઓ, મંડળો ઇત્યાદિ—થી ગાજી રહેલી મહેસામાં સહકારના એક સ્થંભ સમા સ્વ. છોટુભાઈ મહેસાના એ વિદ્યાર્થીઓમાં અમર છે. અને રહેશે. એ ભુલ્યા ભુલાય એમ નથી.

જીવનની કેટલીક પળોએ જ્યારે સ્વ. છોટુભાઈ સ્મરણ પટ ઉપર ઘણી તીવ્ર રીતે તરી આવે છે ત્યારે મારાં "મહેસાનાં મીઠાં સ્મરણો" આપ મેળેજ ઉદ્દભવવાનાં. એ હૃદય! મનુષ્ય! આટલા નાનાં—સુકલકડી— શરીરમાં આવું મોહ, ઉદાર હૃદય! એવાં નાનાંશાં મગજમાં કેટલું અગાધ જ્ઞાન હતું? હજુ એઓ અમારી આગળ સંસ્કૃત શીખવતા હોય, અમને સલાહ અને ઉપદેશ આપતાજ બેઠા છે એમ ભણકારા વાગે છે. ત્યારે એ દેવસમા માનવને હજારો વંદન કરૂં છું. સ્વર્ગમાં વિરાજે છે એમ ભાન આવતાં આત્માને શાંતિ અર્પવા સહસ્ત્ર પ્રાર્થના પરમ કૃપાળુ પરમાત્માને કરૂં છું. એ ગયા? ભલે ગયા પણ એમનો આત્મા તો આપણી સાથેજ છે. એમને માટે શું થઈ શકે? શું કરૂં? એમ પ્રશ્ન સ્હેજે થાય છે. મારા નિકટના સ્નેહીને અર્પેલી અંજલિની છેલ્લી પંક્તિઓ ત્યારે મને યાદ આવે છે અને સ્વ. છોટુભાઈને પણ એજ સ્નેહ, માન સહિત અર્પું છું.

"હું શું કરૂં, શું થાય મુજથી, એ વિયોગી દીલને,
પણ અશ્રુ ભીનાં હૃદયથી, અરપુંજ અંજલિ એહને?"

વડોદરા.
બળવંત. એ. દેસાઇ
(બી. એ. વર્ગ)

---

(૧૦)

## સદ્ગત્ શ્રી છોટુભાઈને નિવાપાંજલિ

ખીલેલું પુષ્પ કરમાય છે અને ઉદય પામેલો સૂર્ય આથમે છે, પરંતુ તે નિર્વિઘ્ન ક્રમાનુસારજ થાય છે, તેથી ક્ષોભ થતો નથી. પણ જે પુષ્પ ખીલ્યા પહેલાંજ પ્રચંડરશ્મિના કિરણોથી કરમાઈ જાય, તેથીજ શોક ઉદ્ભવે. ઉત્પત્તિનું છેલ્લું પરિણામ નાશ, અને સમાગમનું પરિણામ વિયોગ હોય છે, છતાં તે જો કવખતે બને તો શોકાવહ નીવડે છે. વિધાતા અનેક સદ્ગુણોને એક પાત્રમાં યોજે છે, છતાં આયુષ્ય અર્પતી વખતે કૃપણ બને છે એ જોઈને વિધાતાના ઉપર દોષારોપણ કરવાનું મન થઈ જાય એવો બનાવ ૧૯૮૨ના શ્રાવણ શુકલ ચતુર્દશીની રાત્રે બન્યો. શ્રી. છોટુભાઈના અવસાન સમાચારે સમસ્ત જ્ઞાતિના, સ્નેહીવર્ગ તથા વિદ્યાર્થીવૃંદના તેમજ માનવહૃદય ધરાવતા અંતરની ચંદ્રિકાને શોકશ્યામતાએ ઘેરી લીધી.

મોઢ બ્રાહ્મણ જ્ઞાતિના અત્યુચ્ચ સંસ્કારી યુવકોમાં સ્વ. શ્રી છોટુભાઈ એક આદર્શ યુવકરત્ન ગણાતા. પ્રાચીન વર્ણાશ્રમ ધર્માનુસાર વિદ્યોપાર્જન પર્યાપ્તિ સાથે વર્ણાશ્રમજીવન સમાપ્તિ કરવાનો સમય પ્રાપ્ત થાય એ પણ આધુનિક યુગનો મહિમા. એક સમય એવો હતો કે જ્યારે યુવાન મરણ શું તે કોઈ ભાગ્યેજ જાણતું. આજે એજ ભારતવર્ષમાં યુવાનમરણ એટલે આશ્ચર્યકારક નહિ પણ એક સાધારણ પ્રસંગ મનાતો જાય છે. છતાં સ્વ. શ્રી છોટુભાઈ જેવા યુવકરત્નને ખૂચવી લેવામાં વિધાતાનો પ્રપંચ કાંઈ સામાન્ય ન ગણાય. કારણ એમનું આજ સુધીનું જીવન તપાસીએ તો તરત જણાશે કે મનુષ્યત્વની ગણનામાં જે ગુણો પ્રધાન હોવા જોઈએ તથા જે દુર્ગુણો તથા મનુષ્યમાનસ શત્રુઓનો અભાવ જોઈએ, તે બધુંજ એકસ્થાને એમનામાં હતું. એમનું બાલ્યજીવન અવલોકીએ તો સામાન્ય બાલકની ઉલ્લાસપૂર્ણ, નિર્દોષ ક્રીડા સાથે કાંઈક વિશેષ સંસ્કારના આંદોલનો જણાતાં. સર્વોત્કૃષ્ટ બ્રહ્મચર્યાશ્રમ તો હજુ પૂર્ણકક્ષામાં હતો, જે વખતે એઓ બાલકની નિર્દોષ ક્રીડાઓનું નિસ્પૃહી ખેલન કરવામાં આનંદ મગ્ન હતા, તેવી સાત વર્ષની વયે વિધાતાએ નિરંજન બાલમાનસ ઉપર પિતાવસાનરૂપી

ધા કરવાનો પ્રારંભ કર્યો. કુટુંબના વડીલમાં તથા ગૃહાધારમાં એમને પિતા સિવાય કોઈ હતુંજ નહિ. તેથી તેમના અવસાનથી શ્રી છોટુભાઈના કોમળ તથા સરળ અને બીન અનુભવી માનસ ઉપર કુટિલ સંસારયંત્રણા તથા ગૃહકાર્યભાર ઠેલાયો હતો. જે અવસ્થામાં જીવન અને મરણનું જરાતરા ભાન હોતું નથી, તે અવસ્થામાં સંસારધુરાનો ભાર વહન કરવાનો યોગ ઉપલબ્ધ થાય તો સ્થિતિ કેવી થાય તે તો જે અનુભવે તેજ કળે. છતાં આવા બારીક સંજોગોમાં પણ સ્વ. છોટુભાઈની પ્રજ્ઞા સામાન્ય બાલકો કરતાં વિશેષ ચંચળ અને પ્રભાવશાલી હતી. પ્રસંગપ્રભાવને અનુરૂપ થઈ તેમણે પોતાના પૂ. માતુશ્રીના જીવનને આશ્વાસન રૂપ થઈ પોતાના નાના ભાઈ બ્હેન સાથે જીવન પ્રવાહ નિભાવવો શરૂ કર્યો. ઉચ્ચ સંસ્કારમાં વિદ્યાનું સ્થાન પણ ઉચ્ચ અને અનેરૂ હોય છે તેમ સ્વ. શ્રી છોટુભાઈને બાલપણથીજ વિદ્યા પ્રત્યે અભિરૂચી હતી. તેમજ સરસ્વતી દેવીની એ અટુલા પડેલા બાળક ઉપર સપૂર્ણ અમીદ્દષ્ટિ હતી. કારણ નાનપણથીજ શાળામાં એઓ પ્રથમ પંક્તિ રાખતા, અને વિદ્યાર્થીઓમાં તથા શિક્ષકોમાં એમની ભાવિ પ્રતિભાના પડઘા ગજાવતા. ગુજરાતી અભ્યાસ પૂરો કર્યા પછી, જ્ઞાતિની પ્રચલિત રૂઢિ અનુસાર બ્રહ્મકર્મકાંડ શિખવાની શરૂઆત ન કરતાં જ્ઞાતિમાનસ સ્થિતિ, તથા સંજોગોના અનેક અન્તરાયોની હિમત તથા ધૈર્યથી પર જઈ, યુગ પ્રવર્તક અંગ્રેજી ભાષાનો આરંભ કર્યો. શરૂઆતથીજ સંસ્કૃત ભાષા તરફ એમનો પક્ષપાત હતો; અને તે દિનપ્રતિદિન વધતોજ ગયો; અને ઉત્તમ ગુણાંક સાથે મેટ્રીકની પરીક્ષા પાસ કરી. આ વખતે કુટુંબ ભાર વહન માટે અનેક દિશાઓમાંથી સૂચનાઓ થયા છતાં પોતાના ભાવિ આદર્શોનું અનુપાલન કરવા તેમણે અનેક સંકટોને વેઠી આગળ અધ્યયન કરવા સુરતની એમ. ટી. બી. આર્ટસ કોલેજમાં પ્રવેશ કર્યો. કોલેજમાં પણ એમની તીવ્ર બુદ્ધિ તથા ગ્રાહકશક્તિથી ચાર વર્ષો સુધી ઉત્તમ વિદ્યાર્થીઓને આપવામાં આવતી શિષ્યવૃત્તિ મેળવી હતી અને છેવટે સંસ્કૃત વિષય લઈ ઓનર્સ સાથે બી. એ.ની પરીક્ષામાં સુરતની કોલેજમાંથી તેઓ પ્રથમ નંબરે પાસ થયા. કોલેજના અધ્યાપક તથા અન્ય પ્રોફેસરો પણ એમની પ્રજ્ઞા તથા ચાંચલ્ય

જોઈ આશ્ચર્ય પામ્યા હતા. સ્વ. શ્રી. સાક્ષરરત્ન. કમળાશંકર પ્રા. ત્રિવેદી એમને માટે કહેતા કે "મારા હાથ નીચે આવી ગયેલા વિદ્યાર્થીઓમાં શ્રી છોટુભાઇનું સ્થાન ઘણું ઉચ્ચ છે. તેઓ એક ઉત્તમ વિદ્યાર્થી છે". એક વર્ષ ફેલો તરીકે રહી, સર્વેનો સ્નેહ તથા માન સંપાદન કર્યા આ પ્રમાણે વિદ્યાર્થી જીવન સમાપ્ત કર્યા પછી આગળ એમ. એ.નો અભ્યાસ કરવાની અત્યુત્કટ ઇચ્છા છતાં શારીરિક શકિતની નિર્બળતાથી તથા કુટુંબ કાર્યવાહીના ભારથી મુલતવી રાખવો પડી. ત્યારપછી સંસારી બની કુટિલ સંસારીજીવન સાથે ગણદેવીની હાઇસ્કૂલમાં શિક્ષક તરીકેનું જીવન શરૂ કર્યું. એક વર્ષની ટૂંક મુદતમાં તો એમના ગુણ પ્રજ્ઞા તથા શૈલીથી આખો વિદ્યાર્થીસંઘ એમની પાછળ ઘેલો બન્યો; પરંતુ એક વર્ષ પછી તેઓ નવસારીની મહેસાણા હાઇસ્કૂલમાં સંસ્કૃત શિક્ષક તરીકે જોડાયા. અહીં પણ થોડા વર્ષ દરમ્યાન ઉપરીવર્ગ, શિક્ષક મંડળ, તથા વિદ્યાર્થીસંઘના સંપૂર્ણ સ્નેહ તથા માન મેળવ્યાં; અને પોતાના જ્ઞાનપ્રાચુર્યયુકત ગુણગણના તથા શુદ્ધાચરણના સંસ્કારો વિદ્યાર્થીવૃંદ ઉપર એવા સચોટ રેડયા કે એ આખો સમૂહ આજે એમનાં સહવાસજન્ય સ્ફુરણોને યાદ કરી આંસુ સારે છે.

છવીસ વર્ષના અલ્પ સમયમાં પણ સ્વ. છોટુભાઈએ માનવતાની ઠીક સેવા સાધી છે. એમની સેવાના ચિરંજીવ સ્મરણરૂપે એમણે શરૂ કરેલો ગીતાવર્ગ સ્મારક તરીકે અસ્તિત્વ ધરાવે છે. સાહિત્ય ક્ષેત્રમાં ઉંડા ઉતરી સાહિત્ય સેવા કરવાની તીવ્ર અભિલાષા છતાં અનારોગ્યને લીધે તેમજ વ્યવહારિક વિટંબણાઓના બંધનથી એ ઇચ્છા પોતે અમલમાં મૂકી શક્યા નહિ. છતાં એમના અવસાન આગળ એક મહિના પૂર્વે એમણે બનાવેલી કાવ્યોક્તિમાં એમની એ ઉર્મિનો પ્રતિધ્વનિ જણાઈ આવે છે.

" દેવ મનુજના સંગમ તીર્થે,
સ્વર્ગ અને ક્ષિતિની કવિતા શા;
છાયા તેજ તણા ફુવારા, ફુટે સરતીરે " ઇત્યાદિ.

એમના ગુણાનુવાદ જેટલા ગાઈએ તેટલા ઓછા છે. શ્રી કૃષ્ણ ભાગવતના અભ્યાસી હોઇ પોતે કર્મ યોગનું યથાર્થ પાલન કરી બતાવ્યું.

ગણુએ અણુમાં શાંતિ, માર્દવ, પ્રેમ, અને આર્જવ, વિકારના પ્રસંગે પણુ નિર્વિકાર વૃત્તિ, ક્રોધના પ્રસંગમાં પણુ ધરિત્રી સમી ક્ષમાવૃત્તિ, પાશ્ચિમાત્ય વિદ્યોપાર્જન છતાં, શુદ્ધ બ્રાહ્મીજીવન, શ્રીકૃષ્ણુચંદ્રની માફક યુવાવસ્થામાંજ અચ્યુતપથદર્શિકાનું પ્રવચન, અધ્યાપન, અને મનન, સદા હાસ્ય સ્ફુરિત-વદન, વિચાર સ્થૈર્ય તથા ગાંભીર્ય અને પ્રાચૂર્ય, અંતરની પ્રેમપૂર્ણુ વૃત્તિઓ વિગેરે એકજ જગ્યાએ અનેક ગુણોનો સંનિવેશ સદ્‌ગત શ્રી છોટુભાઇનામાં જોઇ વિધાતાને પણુ ઇર્ષા તથા મોહ ઉદ્‌ભવ્યાં હોય તેમ એમને અપુન-રાવૃત્તિને પંથે લઈ ગયા, અને સંસારયાતનાથી મુક્ત કર્યા. તો પ્રભુ એવા ઉચ્ચભૂમિકાના સંસ્કારી આત્માને નિજધામમાં રાખી શાશ્વત શાન્તિ આપો એજ અન્તિમ પ્રાર્થના સાથે વિરમીશું.

લિ. જ્ઞાતિ બંધુ

**સૂર્યરામ ગ. ભટ્ટ, બી. એ.**

---

## (૧૧)

## સ્વ. છોટુભાઈના સ્મરણો

બંધુ ઉમિયાશંકર તરફથી મને સુચવવામાં આવ્યું કે મારે સ્વ. બંધુ છોટુભાઈના સંબંધમાં બે બોલ લખવા પણુ હું સ્વ. છોટુભાઈના સંબંધમાં બહુજ અલ્પ સમય આવી હતી, તે છતાં તે ટુંક સમયમાં મને જે એમનો પરિચય થયો તે મને તો લાભકર્તાજ નિવડયો.

જ્યારે એ સ્વ. છોટુભાઈ નવસારી રણુછોડજી મંદિરમાં શ્રી ગીતાજીનો વર્ગ ચલાવતા હતા ત્યારે હું એમના સંબંધમાં વિશેષ આવી હતી, અને ત્યારેજ મને એમ થયું કે એમની બુદ્ધિ ઘણી તીવ્ર અને ઉંચા પ્રકારની હતી. એમના જીવનમાં મુખ્ય બે સદ્‌ગુણો પ્રધાનપદ ભોગવતા હતા અને તે પ્રેમ અને નમ્રતા. આ બે ઉંચા ગુણોને લીધે નાનાં મ્હોટાં સર્વનાં મન પોતાની તરફ આકર્ષ્યાં હતાં.

આ સિવાય બીજા સદ્‌ગુણો પણુ એમના જીવનમાં તરી આવતા હતા. એમની ઉંમરના પ્રમાણુમાં એમનામાં વિશેષ જ્ઞાન હતું અને તે

જ્ઞાનરૂપી ઝરાનું નિર્મળ જળ એમણે આપણને પાવાને પ્રયત્ન કરવા માંડયો હતો તેમાં મુખ્ય કરીને તેમનો અમૂલ્ય બોધ યુવાનોને માટે ઘણો લાભકર્તા હતો એમ મને લાગતું હતું.

એમના જીવનમાંથી આપણે શું શીખીએ? એમના જીવનમાંથી ઘણું શીખવાનું મળે છે. સત્ય, પ્રેમ, નમ્રતા, સેવા, કાર્યની ધગશ વિગેરે ઉત્તમ ગુણો આપણે શીખી શકીએ. એમના અવસાનના સમાચાર મને સુરતમાં મળ્યા ત્યારે મારા હૃદયમાં ખરેખરો આઘાત થયો હતો અને એમનો દિવ્ય આત્મા ઓચિંતો આ ફાની દુનિયા છોડી ગયો તેને માટે શોક વિના બીજું શું હોય? તે છતાં ધર્મની દૃષ્ટિએ એટલું આશ્વાસન મને મળ્યું કે આથી વિશેષ સુંદર કાર્ય કરવાને પરમાત્માએ એમનું આ સ્થૂળ શરીર લઈને એમને વધુ સશક્ત બનાવવા અહિંથી બોલાવી લીધા હશે. પરમાત્મા એમના પવિત્ર આત્માને શાંતિ અર્પો એજ પ્રભુ પ્રાર્થના છે.

સુરત
ઠે. ગોપીપુરા } સૌ. કનુબેન છગનરામ મહેતા

---

## ( ૧૨ )

## એક પત્ર

ડાકોર.

ભાઈશ્રી ઉમિયાશંકર,

આજે તમારો પત્ર આવ્યો તે વાંચી અતિશય દુઃખ થયું. એ દૈવી જીવ અલ્પ સમયને માટે સ્નેહ જમાવી ઉડી ગયો. સમજી શકાતું નથી કે આટલા ટુંકા સમયમાં એ કેમ ચાલ્યો ગયો!!! એના અંતરમાં કોઈ કારી ઘાવ લાગેલો હતો પણ તેનો ભેદ મને સમજાયો નહીં. ખાસ એમના પ્રેમની ખાતર હું નવસારી આવ્યો, અને જ્યાં આપ તેમજ બીજા શિક્ષક બંધુઓનો સમાગમ થયો. આજે બધું ભૂતકાળના સ્વપ્ન સમું લાગે છે. એનાં સ્મરણ તો આ જીંદગીમાં ભૂલ્યાં ભૂલાવાનાં નથી. આપ લખો છો તેમ એ પ્રભુ શ્રી રણછોડરાયના દરબારમાં જરૂર બિરાજે છે. મને એનો પ્રથમ મેળાપ ડાકોર મંદિરમાં શ્રી રણછોડરાય પ્રભુની

સન્મુખ શ્રીમદ્ ભાગવત પાઠ કરતાં થયો હતો, અને હમો જાણે પૂર્વ જન્મના પરિચિત હોઈએ એમ અચાનક એક બીજાને ઓળખી ગયા. પણ કોણ જાણે આ સ્નેહ આટલાજ સમયમાં સમાપ્ત થશે ? મન ઘણું વ્યાકુળ થાય છે. પ્રભુને પ્રાર્થના કરવી એજ આપણું કર્તવ્ય છે.

લિ. ગિરિજાશંકરના પ્રણામ.

---

( ૧૩ )

## સ્વ. છોટુભાઇને માટે મળેલી શોક પ્રદર્શિત સભા

### ( ટુંક હેવાલ )

નવસારી હાઇસ્કુલના સંસ્કૃત શિક્ષક રા. છોટુભાઈ કૃષ્ણારામ ભટ્ટ. બી. એ.ના અકાળે સ્વર્ગવાસ થયા પછી શોક પ્રદર્શિત કરવા નવસારીના લક્ષ્મણ હૉલમાં તા. ૧૬–૯–૨૮ના દિવસે સાંજના એક જાહેર સભા થઈ હતી. પ્રમુખસ્થાને નવસારીના લોકપ્રિય ડાક્ટર ધીગ્જરામ પ્રાણશંકર વૈદ હતા. સભામાં વિદ્યાર્થીઓ, અને હાઇસ્કુલના શિક્ષકોએ હાજરી આપી હતી અને શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો પણ હાજર હતા. સ્વર્ગસ્થના ગુરૂ સુરત કોલેજના પ્રો. શ્રીયુત રા. કમળાશંકર ત્રિવેદી પણ સ્વર્ગસ્થ તરફ પ્રેમને લીધે પોતાની અંજલિ આપવા પધાર્યા હતા.

પ્રારંભમાં પ્રમુખ મહાશયે સભાનું પ્રયોજન સમજાવી સ્વર્ગસ્થ છોટુભાઈ ભટ્ટના જીવનની રૂપરેખા બતાવતા કહ્યું કે "મર્હુમે ગણદેવી હાઇસ્કુલમાં મેટ્રીક સુધી અભ્યાસ કરી સુરત કોલેજમાંથી ૧૯૨૨માં. બી. એ. ની પરીક્ષા અંગ્રેજી અને સંસ્કૃત ઑનર્સ સાથે પસાર કરી હતી. અને સુરત કૉલેજમાં ફેલો નિમાયા હતા. તે પછી થોડો વખત ગણદેવી હાઇસ્કુલમાં જોડાયા હતા અને ત્યાંથી નવસારી હાઇસ્કુલમાં ચાર વર્ષ થયા કામ કરતા હતા. સ્વર્ગસ્થ સ્વભાવે શાંત પ્રકૃતિના હતા. ધર્મના શિક્ષણ તરફ એમને ખાસ અભિરૂચી હતી અને તેથી અત્રે ગીતા વર્ગની સ્થાપના ગઈ તા. ૨૧–૧–૨૮ ને દિને તે વખતના અહીંના જડજ સાહેબ મે ઝાલાના હસ્તે થઈ હતી. ત્યારથી તે એમની માંદગી સુધી સ્વર્ગસ્થે ગીતા વર્ગનું કાર્ય ઘણાજ સંતોષથી ચલાવ્યું હતું."

ત્યાર પછી સુરત કોલેજના વાઇસ પ્રીન્સીપાલ રા. કમળાશંકર ત્રિવેદીએ સ્વર્ગસ્થના સંબંધમાં વિવેચન કરતાં કહ્યું કે "સ્વ. છોટુભાઈની સાથે મારો પરિચય સુરત કોલેજમાં વિદ્યાર્થી તરીકે એ આવ્યા ત્યારથી થયો. તે વખતે એક બુદ્ધિશાળી વિદ્યાર્થી તરીકે સ્વર્ગસ્થે સારી આગાહી આપી હતી, અને એમનામાં કેટલાક એવા સારા ગુણો હતાં કે જે ગુણો વિદ્યાર્થીઓએ જીવનમાં ઉતારવા જોઇએ. એમનામાં વિદ્યા સાથે વિનય, પારકાનું ભલું કરવાની વૃત્તિ, અભ્યાસમાં એકાગ્રતા, પોતાના જ્ઞાનનો લાભ બીજાને આપવાની આતુરતા, કર્તવ્ય પરાયણતા વિગેરે ગુણો હતા સ્વર્ગસ્થ છોટુભાઇ માત્ર પાઠ્ય પુસ્તકો વાંચીનેજ સંતોષ માનનારા ન હતા પણ તુલનાત્મક અભ્યાસ કરનારા હતા. એમનો વિદ્યા વ્યાસંગ આશ્ચર્ય પમાડે એવો હતો. વિદ્યાર્થીઓને મારે એજ બોધ આપવાનો કે પ્રતિકુળતા વેઠીને આગળ માર્ગ કરતા શીખવું જોઇએ. સ્વર્ગસ્થના આત્માને આપણે શાંતિ ઇચ્છીએ અને એમના ગુણોનું તમે પરિશીલન કરજો."

ત્યાર પછી નવસારી સુધરાઇના પ્રમુખ શ્રીયુત રા. કનૈયાલાલ વકીલે શોક પ્રદર્શિત ઠરાવ મૂકી વિવેચન કર્યું હતું કે "સ્વર્ગસ્થ જ્ઞાતિએ બ્રાહ્મણ હતા અને મરણ સુધી બ્રાહ્મણ રહ્યા હતા. પોતાના જ્ઞાનનો લાભ બધાને આપ્યો છે. નવસારીને આભારી કર્યું છે. વિદ્યાર્થીઓમાં મર્હુમ ઘણા પ્રિય થઇ પડયા હતા. શિક્ષક તરીકે જ્ઞાન આપવાની શક્તિ સારી હતી. ગીતા વર્ગની શરૂઆત કરી મુંગે મોંઢે કર્તવ્ય બજાવ્યું હતું. સ્વર્ગસ્થના અવસાનથી નવસારીને ભારે ખોટ પડી છે."

ત્યાર પછી ડોકટર ખંડુભાઇએ બીજા ઠરાવ ઉપર વિવેચન કરતાં કહ્યું કે "સ્વર્ગસ્થનો સ્વભાવ શાંત અને સરળ હતો. એક મિત્ર તરીકે, શિક્ષક તરીકે, એક શહેરી તરીકે સ્વર્ગસ્થે ફરજ બજાવી છે." છોટુભાઈ એટલે ગીતા. આત્માની ઉન્નતિ માટે શિક્ષણ આપવા છોટુભાઈ કાર્ય બજાવતા હતા. એમનું કાર્ય આપણે સ્થાયી રાખવુંજ જોઇએ. વિદ્યાર્થીઓને ધાર્મિક શિક્ષણની ખાસ જરૂર છે." તે પછી વકીલ મિ. સુલેએ ટેકો આપતાં મર્હુમની શિક્ષક તરીકેની કર્તવ્યપરાયણતા વિષે જુસ્સાદાર શૈલીમાં વિવેચન કર્યું હતું. ત્યાર પછી મિ. ઇશ્વરલાલ બીજીભાઇ સુતરીઆએ મર્હુમની લોક

સેવા વિષે ઉલ્લેખ કરી એમને માટે સ્મારક ઉભું થાય એ વ્યાજબી છે એમ કહ્યું હતું.

ત્યાર પછી સૌ. કનુબેન છગનરામે મર્હુમની સાથના પરિચય વિષે બોલતાં જણાવ્યું હતું કે એમનું સ્મરણ રહેવુંજ જોઇએ. તેને માટે ફંડ ભેગું થવાની ખાસ જરૂર છે. એમના સૂક્ષ્મ શરીરથી છોટુભાઇ હાજર છે. ગીતા જેવું પુસ્તક સરળતાથી સમજાવતા હતા. દયા, પ્રેમ, નમ્રતા એમના ખાસ ગુણો હતા. વિચારોને આચારમાં મુકી શકતા હતા. એમનો ઉચ્ચ પ્રવિત્ર આત્મા ઉચ્ચ ગતિને પ્રાપ્ત થાઓ એજ અંતિમ પ્રભુપ્રાર્થના છે."

ત્યારપછી મિ. સરૈયાએ વિવેચન કરતા કહ્યું હતું કે "સ્વર્ગસ્થે ધર્મ, કર્મના કાર્યમાં જીવન અર્પણ કર્યું હતું. સેવા ધર્મ એ જીવનનો મંત્ર હતો. અહીં આ જીવનમાં જે આધ્યાત્મિક કાર્ય પડતું મૂક્યું છે તે હવે પછીના જીવનમાં આગળ વધશે એ નિર્વિવાદ છે."

મિ. હરિરાવજી ચાંદોરીકરે વિવેચન કરતાં કહ્યું કે "સ્વર્ગસ્થનો વિદ્યાવ્યાસંગ જબરો હતો. ગુજરાતની ભાવિ આશા હતી. એમની શારીરિક નિર્બળતાથી વિદ્યાર્થીઓને સૂચના કરવાનું મન થાય છે કે તમે શરીરબળ કેળવવાનું ચાલુ રાખજો."

ત્યારપછી મિ. ઉમિયાશંકર જેશંકર મહેતાએ નિવેદન કર્યું કે "સ્વર્ગસ્થના સંબધમાં હું ઘણું કહી શકું અથવા તો કંઇજ કહી શકું નહીં. એમની સાથનો મારો સંબંધ અતિનિકટ હતો અને એમનું હૃદય હું બરોબર જાણતો હતો એટલે તેમને વિષે હું ઘણું કહી શકું પણ આ પ્રસંગે શોકને લીધે હું ઘણું કહી શકું નહીં. મિત્ર તરીકે એના ગુણો કેટલા સંભારીએ? પણ હું તે વિષે કંઈ કહીશ નહીં. સ્વર્ગસ્થ એક સારા લેખક અને કવિ પણ હતા. એમની કવિતાઓ બહાર પાડવાની મારી ઉમેદ છે. ગીતા વર્ગની સ્થાપનાથી એમણે એક ધાર્મિક પ્રવૃત્તિ ઉપાડી હતી, અને એ કાર્ય ચાલુ રહે એજ એમનું ઉત્તમ સ્મારક છે."

## ઠરાવ

"અત્રેની હાઇસ્કુલના વિદ્વાન અને લોકપ્રિય શિક્ષક રા. છોટુભાઈ

કૃષ્ણારામ ભટ્ટ બી.એ.ના અકાલે થયેલા અવસાન માટે આ જાહેર સભા પોતાનો ઊંડો શોક પ્રદર્શિત કરે છે અને ઈશ્વર પ્રત્યે અંતઃકરણ પૂર્વક એવી પ્રાર્થના કરે છે કે સ્વર્ગસ્થના આત્માને પ્રભુ શાંતિ આપો અને એમના કુટુંબીજનોને આ દુઃખ સહન કરવાને ધૈર્ય અને શક્તિ આપો. આ ઠરાવની નકલ સ્વર્ગસ્થના કુટુંબ ઉપર મોકલી આપવાને પ્રમુખને સત્તા આપે છે."

ચેરાગે–હિન્દ (તા. ૨૩–૯–૨૮)

[ નોંધઃ—સ્વર્ગસ્થના સ્મારક માટે એક કમિટિ નીમવામાં આવી હતી, પણ તે કમિટિ સ્થાનિક સંજોગો જોતાં કંઈ ફંડ ઉઘરાવી શકી ન હતી. ફક્ત ઉપલા ધોરણના વિદ્યાર્થીઓએ રૂ. ૧૧૫–૮–૦ જેટલો સારો ફાળો એકત્ર કર્યો હતો; તેમજ શિક્ષકોએ પણ ફંડમાં સારી રકમ ભરી સ્વર્ગસ્થનો એન્લાર્જડ ફોટો તૈયાર કરાવ્યો છે હજુ આ ફંડ વધે તો સ્વર્ગસ્થના નામે એક સંસ્કૃત માટે ઈનામ કાઢવાની યોજના છે. ઉ. જે. મહેતા ]

---

(૧૪)

રા. છોટુભાઈ ભટ્ટના અકાળ અવસાનના દુઃખદ સમાચાર જ્યારે મ્હેં સાંભળ્યા ત્યારે મને અત્યંત શોક થયો.

ગયાં દસ વર્ષમાં જે બુદ્ધિશાળી અને સુશીલ વિદ્યાર્થીઓ સુરત કૉલેજમાં અભ્યાસ કરીને બી. એ. થયા તેમાં સ્વ. છોટુભાઈ ભટનું સ્થાન ઘણું ઉંચું હતું. તેમનો સંસ્કૃત ભાષા ઉપરનો પ્રેમ અને વિદ્યાવ્યાસંગ ખરેખર અનુકરણીય હતાં.

બી. એ.ની પરીક્ષામાં સંસ્કૃત તેમનો ઐચ્છિક વિષય હતો; અને તેમાં તેઓ ૫૮ ટકા માર્ક મેળવી શક્યા હતા. જો માત્ર બે ટકાજ વધારે માર્ક મળ્યા હોત તો તેઓ પ્રથમ વર્ગમાં આવત અને જેમ સુરત કૉલેજના પ્રથમ 'ફેલો' નીમાવાનું માન તેમણે પ્રાપ્ત કર્યું હતું તેમ તે કૉલેજમાંથી પહેલીજવાર પહેલા વર્ગમાં આવવાનું માન પણ તેમને મળ્યું હોત.

પરંતુ આમ થોડાજ માર્ક માટે પ્રથમ વર્ગમાં ન અવાયું તે બદલ તેમણે કોઈવાર અસંતોષ પ્રદર્શિત કર્યો નહોતો; કારણ કે તેમનું ધ્યાન પરીક્ષાના પરિણામ કરતાં જ્ઞાનપ્રાપ્તિ તરફ વધારે હતું.

'पादं शिष्यः स्वमेधया' એ ઉક્તિપ્રમાણે સાધારણ રીતે અધ્યયનો વિષય પચીસ ટકા જેટલો વિદ્યાર્થી પોતાની બુદ્ધિથી સ્હમજી લે છે પણ સ્વ. છોટુભાઈ પોતાની અસાધારણ પ્રતિભાથી ઘણીવાર પચાસ ટકાથી પણ વધારે પોતાની જાતે સ્હમજી લેતા. ભગવદ્‌ગીતા અને ઉપનિષદોના અધ્યયનમાં તેમને ખૂબ રસ પડતો. અને ઘણીવાર પરીક્ષા માટે ઉપયોગી ન હોય તેવા ગ્રન્થો રસપૂર્વક તેઓ વાંચતા.

કર્મયોગના સિદ્ધાંતે તેમના મન ઉપર ઉંડી અસર કરેલી અને આ જીંદગીમાં બની શકે તેટલું નિષ્કામ કર્મ કરી પરહિત સધાય એટલું સાધવું એવો તેમનો નિશ્ચય હતો તેથી શિક્ષક તરીકે નીમાયા કે તરતજ વિદ્યાર્થીઓમાં સંસ્કૃતભાષા તરફ અભિરૂચિ ઉત્પન્ન થાય તે શૈલીથી તેમણે કામ કરવા માંડયું. પરીક્ષા પાસ થવામાં વિદ્યાર્થીઓને મદદ કરવી એટલુંજ ટુંકું ધ્યેય તેમણે કોઈ દિવસ દૃષ્ટિ સમક્ષ રાખ્યું નહોતું.

શાળાના કામ ઉપરાંત જાહેર પ્રજાના હિતાર્થે તેમણે ગીતાવર્ગ ઉઘાડીને ત્યાં ગીતા, ભાગવત વગેરે ધાર્મિક ગ્રન્થો વાંચવાનું શરૂ કરેલું અને પોતાની પ્રકૃતિ શિથિલ હોવા છતાં અને શાળાનું કામ કર્યા પછી આરામ લેવાની જરૂર હોવા છતાં તેમણે લોક સેવા ચાલુ રાખી એજ એમની ઉચ્ચ સંસ્કારિતા અને પરહિતપરાયણતા બતાવવા બસ છે.

આવી ઉદાત્તભાવનાવાળા સજ્જનો વિરલ છે અને જે થોડા છે તેમાંથી પણ સદ્‌ગત છોટુભાઈ જેવા કેટલાક આમ અલ્પ સમયમાં પોતાની જીવન યાત્રા પૂરી કરી લે એ ઘણું દુઃખદ છે, કારણકે તેમના દૃષ્ટાંત અને ઉપદેશથી સાધારણ માણસોનું મન સન્માર્ગ તરફ વળવા માંડયું હોય છે તે પુનઃ માર્ગદર્શકના અભાવે અસલ સ્થિતિમાં આવી જાય છે.

સુરતમાં જ્યારે જ્યારે તેઓ આવતા ત્યારે મને મળતા અને તેમની

સાથેની વાતચિતથી હમેશ તેમની જ્ઞાનવૃદ્ધિ માટે તીવ્રઇચ્છા અને તેનીજ સાથે પરોપકાર વૃત્તિ એ બેની મ્હારા ઉપર ઉંડી છાપ પડતી.

પોતે જે સંસ્થામાં અભ્યાસ કર્યો તેની સેવા કરવાનું પણ તેઓ હમેશ લક્ષમાં રાખતા, અને સુરત કોલેજને આર્થિક મદદ મળે તે માટે શરીર નરમ હોવા છતાં નવસારીમાં મ્હારી સાથે ઘણે ઠેકાણે ફરેલા તેમજ મ્હારી હાજરી વગર પોતે એકલાએ પણ કૉલેજ માટે નાણાં ઉઘરાવવાનું કામ કર્યું હતું.

આ રીતે સદ્દગત છોટુભાઈનું જીવન ટુંકું પણ કર્તવ્યપાલનથી વિભૂષિત હતું અને હું આશા રાખું છું કે તેમના વિદ્યાર્થીઓ તેમના ઉજ્વળ ચારિત્રનું અને વિશેષતઃ તેમના બે ગુણો—જ્ઞાન પ્રાપ્તિ માટે સતત્ ઉદ્યોગ અને પરહિતવૃત્તિ—નું અનુકરણ કરશે.

સ્વ. છોટુભાઇના જીવનનો આમ અકાળે અંત આવ્યો તે સંબંધમાં વિચાર કરતાં એકવાત ભાર દઈને હાલના વિદ્યાર્થીઓને કહેવાની મને ઇચ્છા થાય છે અને તે એકે તેમણે શરીરની ઉપેક્ષા ન કરવી. **शरीरमाद्यं खलु धर्मसाधनम् ।** એ વાત હમેશ લક્ષમાં રાખવી. ગમે તેવી મહેચ્છાઓ પણ સુદઢશરીર વગર પાર નથીજ પડતી. દરેક કાર્યમાં નિરોગી શરીરની પ્રથમ આવસ્યકતા છે, માટે દરેક વિદ્યાર્થીએ નિયમિત રીતે કસરત કરવી તથા આહારવિહારમાં બહુ સંયમી થવું. વિદ્યાપ્રાપ્તિ જેવા ઉત્તમ કાર્ય માટે પણ શરીર સહન કરી શકે તે ઉપરાંત શ્રમ કદી ન લેવો.

પરમાત્મા સદ્દગતના આત્માને સનાતન શાંતિ અર્પો એટલી પ્રાર્થના કરી નિવાપાંજલિરૂપે કરેલી આ અલ્પ પ્રશસ્તિ હું સમાપ્ત કરૂં છું.

૭–૧૦–૧૯૨૯
સુરત.

**કમળાશંકર સુંદરલાલ ત્રિવેદી.**
સંસ્કૃતના અધ્યાપક.
એમ. ટી. બી. કૉલેજ **સુરત.**

## (૧૫)
## સ્વ. છોટુભાઈ કૃષ્ણારામ ભટ્ટનાં સ્મરણો

સુરતની મગનલાલ ઠાકોરદાસ બાળમુકુન્દદાસ આર્ટ્સ કૉલેજ ફર્સ્ટ ગ્રેડ તરીકે સ્વીકારાઈ ત્યારે હું એ કૉલેજમાં અધ્યાપક તરીકે નીમાયો અને સ્વ. છોટુભાઈ કૃષ્ણારામ ભટ્ટ આખી કૉલેજના તેમજ મ્હારા પહેલા બી. એ. ઑનર્સના વિદ્યાર્થી હતા. સંસ્કૃત ભાષા તરફ એમને કુદરતી પ્રેમ હતો. અને એ ભાષાનું વાઙ્મય એ ઘણી હોંશથી વાંચતા. મીમાંસાશાસ્ત્રના કેટલાક સિદ્ધાંતો આરંભના અભ્યાસીને ઘણા કઠિન લાગે છે, પણ અધ્યાપકના ભાષણમાંથી અગત્યના મુદ્દાઓ પકડી લેવાની એમની શક્તિ એટલી તીવ્ર હતી, એ મુદ્દાઓ સમજતાં નડતી મુશ્કેલીઓ અધ્યાપકની પાસે શંકાસમાધાન કરાવીને દૂર કરાવવાની એમનામાં એવી ખંત અને કુનેહ હતી, અને અધ્યાપકના વ્યાખ્યાન પ્રવાહને વિષયના ગ્રહણ માટે અનુકૂળ દિશામાં વાળવાની એમનામાં એવી ચતુરાઈ હતી કે ભાષણને અન્તે પોતાનો પરિશ્રમ નિષ્ફળ નથી ગયો એટલો સંતોષ અધ્યાપકને પ્રાપ્ત થયા વિના રહેતો નહીં, તેનીજ સાથે એમના ચિત્તમાં પણ સિદ્ધાંતનાં મુખ્ય તત્ત્વો અત્યન્ત સ્પષ્ટ સ્વરૂપે રમી રહેતાં. વિદ્યાના વ્યાસંગ સાથે ગ્રહણશક્તિ અને ધારણાશક્તિનું ભેગું બળ જ્યાં રહેતું હોય અને પ્રામાણિક ઉદ્યોગ તથા ખંત વડે જ્યાં વિદ્યાર્થીજીવન સુસમૃદ્ધ બન્યું રહેતું હોય ત્યાં જ્ઞાનનો દીપક કંઈ અનેરી દીપ્તિથી ઝળહળે. એ દીપ્તિ સ્વ. છોટુભાઈના વિદ્યાર્થીજીવન પછીના સેવાજીવનને આછીઅદકી રમણીયતા અર્પી રહી હતી, અને એ દીપ્તિ એમનાં પોતાનાજ આંતર જીવનને નહીં, એમની શાળાના વિદ્યાર્થીઓનાંજ મનશ્ચક્ષુને નહીં, પણ નવસારીના જ્ઞાનપિપાસુ, સેવાનિષ્ઠ, અને ધર્મભાવનાવાળા લોકસંઘને પણ ઉજમાળો આનન્દ અને આહ્લાદ અર્પતી હશે એ નિઃસંશય છે. સ્વ. છોટુભાઈની જ્ઞાનપ્રીતિનું માપ એમને પરીક્ષામાં લગભગ પહેલા વર્ગ જેટલી માર્ક મળેલી તે પરથી નહીં પણ ત્યારપછીનાં જીવનને બહલાવતાં પરિણામો વડેજ કરી શકાય. એ પરિણામો તરફ દૃષ્ટિ કરતાં નવસારીમાં સ્થપાયલી સભાને તેમજ

ભગવદ્ગીતાના પાઠની પ્રવૃત્તિમાં એમણે જે સેવાનો ફાળો આપ્યો તે કદાચ મોખરે મૂકવા જેવાં ઘણાને લાગશે.

એ પ્રવૃત્તિઓ નજરે નિહાળવાનો પ્રસંગ મ્હને આપવા એ ઘણા આતુર હતા. પણ તે ન બન્યું. મ્હારા મિત્ર વડોદરાના પ્રોફેસર અતિસુખશંકર ત્રિવેદીને એ લાભ મળ્યો અને સ્વ. છોટુભાઈની સાથે તે વખતે એમને પહેલીજ વારનો પરિચય પડ્યો છતાં એ પરિચયના સંસ્કાર એમના મન ઉપર એટલા ઉંડા પડ્યા હતા કે સુરતમાં ત્યારપછી મ્હને એ જ્યારે મળ્યા ત્યારે પહેલીજ તકે એ વિષે મ્હારી સાથે વાત કર્યા વિના એ રહી શક્યા નહીં.

એવી તક મ્હને ન મળી. છતાં સુરતની કૉલેજના ફેલો તરીકે વિદ્યાર્થીઓ અને અધ્યાપકોને પરસ્પર બાંધનાર આનન્દગ્રન્થિનું કામ કરતા મ્હે એમને જોયલા. પોતાના પ્રિય કવિ કાલિદાસ ઉપર ઉંડા અભ્યાસથી ઉદ્ભવેલો અને સ્વતન્ત્ર વિવેચન શક્તિથી ઝળહળતો એમનો નિબંધ વાંચતાં મ્હે એમને નિરખેલા. અને તે હું કદી વિસરી શકીશ નહીં. પૂજ્યબુદ્ધિ, વિનય, સભ્યતા, પ્રામાણિકપણું એ નૈતિક ગુણોની સમૃદ્ધિ એમના વિદ્યાર્થી જીવનમાં મ્હેં ઘણીવાર જોયેલી તે મ્હે તે વખતે પણ જોઈ. એમનો માનસિક વિકાસ પણ મ્હે હર્ષ અને પ્રેમથી જોયો. એમના શરીરની નિર્બળતા મ્હને તે વખતે પણ ઘણી સાલેલી. એ એક પ્રસંગ મ્હારા સ્મરણપટ પર સદાને માટે કોતરાયલો છે. નવસારી બોલાવવાની એમની ઉત્કંઠા હોવા છતાં હું ત્યાં ન જઈ શક્યો એ વાત લક્ષમાં આવતાં મ્હારી નજરે નિહાળેલા એ ઉપલા પ્રસંગમાંથી મ્હારે માટે કરુણ રસજ ટપકે છે. સજળ નયને હું વિરમું છું.

ઉત્તમ ચારિત્ર્ય, અદ્ભુત જ્ઞાન એ સર્વ કાળની સ્હામે લડી શકાય એવી અખૂટ જીવનશક્તિ વિના કેટલાં નકામાં બની જાય છે! અર્ધ ઉઘડેલી આશા કળીઓ આપણા જીવન–ઉપવનમાંથી આમ અકાળે ચૂંટાય એથી વધારે ત્રાસદાયક બીજું શું હોય?

ઈશ્વર સ્વર્ગસ્થના આત્માને સનાતન શાન્તિ અને આનન્દ અર્પો!

લિ. મોહનલાલ પાર્વતીશંકર દવે.

( 16 )

"MR. C. K. BHATT, B.A. (Hons.), one of our brightest men, passed away very prematurely—after a fortnight's illness. He had narrowly missed a first class in his final examination in 1922, and had been our first Fellow. In Gandevi and lately in the Navsari High School he had proved a very capable teacher. May his soul rest in Peace !

PROF. V. R. TRIVEDI, M. A.
Editor, M. T. B. College Magazine.

---

## No. 17

I am delighted at the opportunity afforded to me by my friend MR. UMIASHANKER J. MEHTA to write something about my late colleague MR. CHHOTALAL K. BHATT. Our old and respectable teacher MR. L. B. PHADKE died in the year 1924. He was well versed in Sanskrit and the Madresa authorities wished to fill up his place by an equally efficient man and for that post a Gujarati Graduate was to be preferred. When MR. BHATT applied for the post, the Madresa got what it wanted and he was readily taken up in 1924, and the results of the subsequent years bear ample testimony that a right man had been selected. He was associated with the Madressa for nearly five years. A quiet and unassuming nature was his chief characteristic and he deserves all honour for the straight forward upright conduct that governed all his actions. For his method of teaching Sanskrit let his pupils speak—and their tongue is a legion—and for his exposition of Gita, all who attended his class speak about him with great regard and esteem. He had the happy knack of rendering himself always agreeable and useful whenever possible. I can safely say, that —

"My friend was the man you should copy through life;
He harboured no mischief, he caused no strife.

Content in his station,
He minded his occupation."

He was one whom we delight to honour, one to whom the following lines of Poet Gray, may fitly be applied.

"Full many a gem of purest ray serene,
The dark unfathomed caves of ocean bear,
Full many a flower is born to blush unseen
And wasts its sweetness in the desert air."

His death was sudden and premature, and in him the Madresa lost an able teacher, his colleagues a good and sincere friend, and the Navsari Hindu public a good moral instructor.

BAMANJI H. DESAI,
Headmaster, Sir C. J. N. Z. Madresa.

---

## No. 18

## "The Late Mr. Chhotubhai K. Bhatt"

"So when a goodman dies. For years beyond his ken.
The light he leaves behind him lies upon the paths of men."
—*Longfellow.*

When I take my pen to write a few lines in appreciation of my late lamented teacher, the thought that I will not be able to enjoy his company anymore, makes me very sad. But I console myself with the thought that by writing such an article, I am doing my duty towards that departed soul.

The late Mr Bhatt had endeared himself to his pupils and friends as much by the geniality of his temper as by the splendour of his intellect and really his numerous personal friends will miss the many amiable qualities of his heart more than his really rare and exquisite genius. Amidst

the severe and varied buffetings of fortune, he ever remained calm and dignified. Where shall we find the like of him now?

There have been more popular teachers but his was one of those rare examples whose popularity is not of their own seeking. He never stooped to flatter his pupils, never pandered to their prejudices or slackened his dis-cipline or refrained from pointing out their defects and yet such was his popularity as heroes would envy. By his kind and amiable nature, he had endeared himself even among students who were not in his class.

A scholar among scholars and a teacher among teachers, he never thrust his scholarship on those around. He was a perfect gentleman.

*"His life was gentle, and the elements,*
*So mixd in him that might stand up,*
*And say to all the world, this was a man."*

As a teacher his success was unique. He used to ask us to read and explain, and only ofter we had read and explained, did he offer his own comments on the passage under consideration. In teaching, he never limited his scope to the prescribed text books but used to read with us extra books and thus created in us an everlasting taste for Sanskrit Literature.

Thus gifted with a powerful intellect, an intensely emotional nature and a highly imaginative temperament, he naturally loved poetry more then prose; and among poets he had his choice. Kalidas among sanskrit poets and Shelly in English. It is a very curious fact that like shelly, his favourite poet, he died at the age of twenty seven. *"Really those who die young, are loved by God.*

Another secret of his success was his free and familiar behaviour with his pupils. I still remember many a happy hour, passed in his company, in studying the golden treasury of Sanskrit poems.

His tragic end is a severe blow to his dear friends, and loving pupils, who will miss him forever and for ever.

May God bless his departed soul!

S. R. Bhise.
Ex Student,
Sir C. J. N. Z. Madressa

---

(૧૯)

## સ્વ. છોટુભાઈની કૃતિઓ

આ વિભાગમાં સ્વર્ગસ્થના કેટલાક કાવ્યો અને લેખો આપ્યા છે. સ્વર્ગસ્થ છોટુભાઈએ ઘણુંજ થોડું લખ્યું છે, અને ભલે કદાચ એક ઉત્તમ સાહિત્યકાર તરીકે કોઈ એમની કિંમત નહીં આંકે, છતાં જેટલું લખ્યું છે તે ઉપર વિદ્વતાની છાપ તો છેજ. એમના કાવ્યોની સંખ્યા થોડી છે, પણ એ થોડાં કાવ્યો પણ સુંદર અને મધુર છે. એ એમના આત્માનું ગુંજન છે. હૃદયનાં ઉદ્દગારો છે. "એક અભ્યર્થના," "ઋષિબાળ," "તેજ નિમજ્જન," વિગેરે ઉચ્ચપ્રતિના કાવ્યો છે. હું એમને ઘણીવાર લખવાને કહેતો, ત્યારે કોઈ વખત એકાદ કાવ્ય કે લેખ લખતા. કાવ્યોમાં મધુરતા, પ્રસાદ, ઓજસ્ વિગેરે જે કાવ્યના ગુણો હોય છે તે એમના કાવ્યોમાં સ્પષ્ટ જણાય છે અને તેથીજ એ કાવ્યો આપણને સુંદર લાગે છે. પ્રારંભની કેટલીક કવિતાઓ સુરત કૉલેજ મેગેઝીનમાં છપાઈ હતી, પણ એ કવિતાઓ કવિતાના પ્રયત્નોજ હતા એમ કહી શકાય. કાવ્ય લખવાની ખરી શક્તિ નવસારી આવ્યા પછી એમનામાં આવી અને ઉત્તમ ભાવવાળા રસિક કાવ્યો એમની પ્રસાદિક શૈલીમાં આપણને પ્રાપ્ત થયા છે એ આપણું અહોભાગ્ય છે.

ગદ્ય લેખો પણ આંગળીને વેઢે ગણાય એટલા છે. તેમાં 'The Beautiful' and 'Kalidas' એ અંગ્રેજીમાં લખાયા હતા. 'કવિ

ન્હાનાલાલ' વિષેનો મનનીય લેખ એમણે નવસારીના શ્રી બંધુ સમાજના આશ્રય નીચે, નિબંધ તરીકે વાંચ્યો હતો. એ સિવાય 'તપ–મીમાંસા' નામનો ઘણો વિદ્વતાયુક્ત લેખ 'તપોધન' માસિક માટે ખાસ લખ્યો હતો, જે ઘણે ભાગે 'ગુજરાતી' સાપ્તાહિક પત્રમાં પ્રસિદ્ધ થશે. એ લેખમાં લેખકે છેક વેદકાળથી માંડી અર્વાચીન ગાંધી યુગ સુધીની તપની મીમાંસા ઉંડી દૃષ્ટિએ કરી છે. "ભગવદ્ગીતામાં 'યોગ' શબ્દનો ઉપયોગ" એ લેખ પણ એમની ગીતા સમજાવવાની શક્તિની સાબીતી રૂપે છે. 'વિવિધ–વિચારો'વાળો લેખ કર્તાની દુનિયા તરફની દૃષ્ટિ કેવી છે તે બતાવી આપે છે. અને સ્વર્ગસ્થ ઉંડા તત્ત્વ–ચિંતક પણ હતા એ પણ આ લેખ ઉપરથી દૃષ્ટિગોચર થાય છે. એમના ગદ્ય લેખોમાં ભાવનાઓ, કલ્પનાઓ, ઉંડા તત્ત્વ–ચિંતનો ભરેલા છે અને પ્રત્યેક વાચકને એમાંથી કંઈ ને કંઈ મળી રહે એમ મારૂં નમ્ર મંતવ્ય છે. વિદ્યાર્થીઓ આ લેખો અને કાવ્યો ધ્યાનથી વાંચે; મિત્રો આ કાવ્યોના ભાવોને યથાર્થ સમજે, તો સ્વર્ગસ્થનો શ્રમ કૃતકૃત્ય થશે. સાહિત્યના આ ઉગતા તારાને–નવીન સર્જકને–અમારા કોટ્યાવધિ વંદન હો! ૐ અસ્તુ.

ઉ. જે. મહેતા

---

## સ્નેહાંજલિ

વિશ્વમાં વિરાજમાન,
પ્રેમનુંજ એક તાન
સાચા સ્વર્ગનું સોપાન પુનીત પ્રેમ છે.
સત્ય પ્રેમથી જગરાય
જરૂર શોધી મેળવાય
પુનિત પ્રેમ એજ સત્ ચિત્ આનંદ છે.
એક અને અદ્વિતીય
એજ બ્રહ્મ કેરો મંત્ર
બ્રહ્મ સત્ય જગત્ મિથ્યા કળાય છે.

" હું તું, તું હું " અદ્વિતીય
એજ પ્રેમ કેરો મંત્ર,
પ્રેમ સત્ય જગત્ મિથ્યા કળાય છે.
પ્રેમ બ્રહ્મ, બ્રહ્મ પ્રેમ
એજ એકતાનો મંત્ર
ભારત વર્ષ તાણું એજ એક ગાન છે.
ભારત વીરોનું એજ એક આહ્વાન છે.

---

## વૈષમ્ય

મેઘ તો ઝંખતો નિત્ય, વિજળીનો સમાગમ
શું ઇચ્છે એની પાસે કે અધીરો થાય આટલો ! ૧
હાથ તાળી દઈ ને એ, તડિત્ તો ચાલતી હતી
ખમાયે ના બીચારાથી, આંસુડા ગેરવે નીચે. ૨
નિઃસ્વાર્થ પ્રેમનો બદલો, આવો તું વિભુ આપતો
વૈષમ્ય પ્રકૃતિમાંયે, આવું તું પ્રભુ ! રાખતો. ૩
સ્વપ્નમાં, જાગૃતિમાં હું, ચિંતનો જેહના કરૂં
તેને ના કંઈ સ્પૃહા મારી, ભયંકરના મનોજ્ઞ શી. ૪
બોલવું વ્હાલથી એને, એનું સારૂં થવા મથું
પાડ માનેજ મારો એ, એટલે બસ થઈ ગયું ! ૫
સભ્યતા હું ન ઇચ્છું એ, ન ઇચ્છું હાવ ભાવ હું
દીલનું ઇચ્છું અદ્વૈત, "તું" સંબોધન થી રીઝું. ૬
લોહ ચુંબક ખેંચે છે, લોહ આત્મ સમીપ તો
સોયને નિરખી એ શું, આકર્ષાતું હશેજ ના ? ૭
કાંઈ કાંઈ મને થાયે, થાતું એને હશે નહીં ?
દીલને ખેંચવા શક્તિ, તું શું હૃદય હશે નહીં ! ૮

## વ્હાલાની વિદાય

મુકુલિત થયું, ખીલ્યું, રંગાયું એ નવરંગથી
સુમન મધુર મ્હેકે, કેવું સુગન્ધ શી સંચરે ?
ખરી પડયું નીચે હા ! શું દૈવી વિચિત્ર વિલાસ આ
પ્રફુલ્લિત કીધું એને ઈશે, શું આમ નમાવવા ?

* * * *

દૃષ્ટોદૃષ્ટ મળી, મળી ન હજુ તો, વાતો કીધી ના કીધી
કોઈ હેતુથી ગુંથીઆ હૃદય બે, ભેટયા ન ભેટયા હજુ;
લ્હાવો કાંઈ લીધો લીધો ન હજીતો, એવે છૂટા પાડીઆ
જોડયા શુંજ ઈશે, ફુટે નહીં મિષે, તે આમ છોડાવવા.

ખીલ્યા પુષ્પ તણીજ ગ્રંથી તુટતી, તે સ્નેહની જે ગુંથી
છલ્લો છલ્લ ભરેલ જે અમીરસે, વૃક્ષે ટકે ના ફળ;
લહરિલોલ સરિત્ કદી નવ રહે, લીલા હંમેશા અહો !
શું સૌંદર્ય સૃજ્યાં ઈશે જગત્માં, શલ્યો થવા અંતરે ?

* * * *

નિસર્ગસૌંદર્યે ઉપાસકો હવે
ભુલ્યા ભમો છો, છુટી જાઓ તેથી;
નથી પ્રભુમાં કંઈ એ ગુણજ્ઞતા
કદી તમારીજ ઉપાસનાની.

* * * *

ખરે સહુજ અપવાદ હીન
નથી કંઈ સ્થાયી બધુંય નશ્વર;
સ્મરો ચહો ને ઈશને ઉપાસો
સૌંદર્ય સર્વ પ્રભુમાં સમાયું.

## એક અભ્યર્થના

આકાશ અંધાર વીંટી ઉભું હતું,
ને રાત્રિ અંકે સહુ વિશ્વ નિંદરે;
અખંડ શાંતિ પ્રસરે સહુ સ્થળે,
બ્રહ્માંડ સંકેલી શું બ્રહ્મ વિશ્રમે ?—૧.
પ્રકૃતિ માવડી જાણે, મૌનવ્રત ગ્રહી રહી,
ત્યાં એની લાડીલી પુત્રી; અબોલા તોડતી ઉષા.—૨.
કો સ્નેહ યોગીતણી સ્નેહ જ્યોત શી!
વિકાસતી પુષ્પ કળી શી કોમળી!
કોડે ભરેલી યુવતીની આશ શી!
ઉગે ઉષા જો નવ પ્રેરણાવતી.—૩.
ઉષાના અમૃત સ્પર્શે, વિશ્વ જાગ્યું વિચેતન,
પંખીઓ કુંજકુંજેથી, ગાતાં ગીતો સનાતન.—૪.
યુગો યુગોની અભિસારિકા એ,
આકાશ કુંજોની ભૂલામણીમાં;
પ્રતિ પ્રભાતે નીજ કાંત ઢુંઢતી,
ને દાખવે સ્નેહની રીત વિશ્વને—૫.
તેજ તોય નિધિનાં જો ! વીચિ સર્વત્ર વિસ્તરે,
પ્રકાશ સરિતાનાં જો ! પુર રેલે સહુ સ્થળે.—૬.
વરેણ્ય ભર્ગો નિરખી સ્વકાંતના,
લજામણી રમ્ય શી ઉભતી ઉષા;
નિમજ્જી એ જ્યોતે હૃદે સ્વકંથના,
અદ્વૈત ગીતા જગને પઢાવતી.—૭.
સખે ! તું ને ઉષા ત્હારી, અદ્વૈતે વિહરો સદા,
નવલા વર્ષની મારી, અભિલાષા ફળો પ્રભુ !—૮.

## ઋષિબાળ

મહર્ષિઓનાં તપશુદ્ધ આંતરે,
વને વને ને જનમાનસોમાં;
વહે ઉષારંગી અનિલ વિશ્વે,
પ્રસન્નતાનાં કિરણો ઉડાવતો. ૧.
અપાપવિદ્ધ ને શુદ્ધ, એવાં બ્રાહ્મ મુહુર્તમાં,
જનશૂન્ય વને કોઈ, ઋષિબાળ હિંડયે જતો. ૨.
વિશાળ એ બાળ તણા લલાટે,
અખંડ જ્યોતિ સમું બ્રહ્મ તેજ;
સુવર્ણવર્ણો ઋષિબાળ દેહ,
નિરીક્ષતાં નેન મિંચાઈ જાયે. ૩.
વિદ્યુતોના ફુવારો શો ! તેજના ઉદધિ સમો !
વનના અંધકારો ને, ફેડતો એ વહ્યે જતો. ૪.
એ બાળના પુણ્યજ પાદ સ્પર્શે,
સજીવ થાયે વનની સમૃદ્ધિ;
ને નિર્મળી નેનતણી લીલાથી,
વૃક્ષો લતાઓ ફળફુલથી નમે. ૫.
દેવના બાળના જેવો, બાળ એ ચાલતો હતો,
સંતના આશ્રમે આવી, દ્વારદેશે ઉભો રહ્યો. ૬.
ઋષિતણા એ ઋષિકુળ માંહિ,
વિદ્યાની સમૃદ્ધિ હતી અખૂટ;
ને આર્યબાળો ગુરૂને નમીને,
વિદ્યાતણાં સ્નાનથી સ્નાતકો થતાં. ૭.
વેદના ધ્વનિના પડઘા, વનમાં ઘોરતા હતા;
મધુરા સ્વથી પંખી, હુંકારા પુરતા હતા. ૮.

એ બાળના જુથ મહિંથી એક,
તેજસ્વી એ બાળ સમીપ આવી;
"अतिथये स्वागतम्" એવું બોલી,
એ બાળને આસન આપ્યું બેસવા. ૯.
નિર્મળાં ઇંદુનાં અંશુ, ઉતરી સ્ફટીકાલયે,
રમે અને હસે મીઠું, એવું બાળ જરી હસ્યો. ૧૦.
મધુવને સ્નેહ નિકુંજ વાસી,
યુગો યુગોના રસબાળ કેરી;
અદ્વૈત બંસી તણી માધુરીને,
સ્મરાવતી એ ઋષિબાળ બોલ્યો. ૧૧.
"સહધર્મી તમારો છું, વિદ્યાના વ્રતનો વ્રતી,
સાંભળ્યું વિશ્વનાં બાળો, લે છે જન્મ નવો અહિં. ૧૨.
સનાથ છે આ જગના મનુષ્યો,
ને ઉજ્જવળાં છે જગમંદિરો એ;
જેનાં તપોના વિમળા પ્રભાવે,
એવા પ્રભુની ચહું આશિષો હું ૧૩.
વિચારી મનમાં એવું, ગૃહથી નીકળી પડયો
મનની સઘળી આશા, ફળશે ક્ષણમાં નકી." ૧૪.
એ બાળના શબ્દ પુરા થયા ને,
વિદ્યાતણા આશ્રમના મહર્ષિ;
સંધ્યાદિ કર્મોથી નિવૃત્ત થઈ, ને
જ્યાં બાળ ઉભો ત્યંહિ આવી પહોંચ્યા ૧૫.
નીજ દેહ નીચે ઢાળી, બાળ વંદ્યો મહર્ષિને
ગુરૂએ આશિષો અર્પી, હસ્ત મુકયો શિશુ શિરે ૧૬.

## તેજ નિમજ્જન

(અંજની ગીત)

સરવર જળ ચંદ્રીમાં ન્હાયે
રસિક હૃદે રસ ઉર્મિ નાચે,
ધવલ સુહાસે વસુધા રાચે
શરદની કૌમુદીએ—૧.

નભ તીરે સુરમેદની ઝામે
નેત્રો ભરી મહી મહિમા પ્રેક્ષે
અચલ દૃગે મનુદેવો નિરખે
અગાધ વ્યોમ વિભા—૨.

દેવ મનુજના સંગમ તીર્થે
સ્વર્ગ અને ક્ષિતિની કવિતા શા
છાયા તેજ તણા ફુવારા
ફુટે સર તીરે—૩.

સરવરના આરસ ઓવારે
ક્રીડતાં જળ ઉછળે સોપાને
કમળ યુગલ શાં વિકસ્યાં ચરણો
ભીંજે રસ સલિલે—૪.

શ્યામ નિશા સમ અંબરમાંથી
નીજના જેવું વદન નિહાળી,
કૌતુકથી ને અનિમિષ નયને
ચંદ્ર નભે થંભ્યો—૫.

સ્વર્ગ સુંદરી સરી અવનિમાં!
કે ભ્રમણા એ સ્વપ્ન સૃષ્ટિની!
અથવા મહિમાવતી વસુધાની
ઝળહળ પુણ્ય પ્રભા!—૬.

## આનંદના અવતરણ
( મંગલાષ્ટક )

"કલ્યાણી વધૂનાં પુનિત પગલાં આજે ઘરે શોભશે,"
એવું ચિન્તવી અંતરે તિમિરનાં પુંજો વિદારે રવિ;
વિશ્વે વિસ્તરતાં પ્રકાશ નયને. નેહે નિહાળી રહે,
'વત્સે ! સ્વર્ગ ઉતારજે અવનિમાં' આશિષ એ પાઠવે—૧.
વાયે શીતલ વાયુ ગન્ધ વહતો પુષ્પો મધુરાં તણી,
વૃક્ષે વૃક્ષ અને વને વન અને વિશાળ વ્યોમે ઉડી;
ગાયે ગાન મધુર પક્ષિ યુગલો ગાર્હસ્થ્ય ધર્મો તણાં,
એવા સ્નેહની ગ્રંથીમાં વરવધૂ, જોડાઈ રહો સર્વદા—૨.
પુષ્પોની સુકુમારતા, રજનીની શાંતિ, ક્ષમા પૃથ્વીની,
ગૌતમની કરૂણા, રતિ નીજતણાં કર્તવ્યમાં સૂર્યની;
ગાંધિની જગ બંધુતા, તીલકની મેધા સહુ સદ્દગુણો,
પ્રેરો ! ઈશ ! અભિનવાં યુગલમાં ! આ વિશ્વ ઉજાળવા—૩.
સ્નેહી દંપતીના વિશુધ્ધ પ્રણયે, છે વાસ વિશ્વેશના,
સ્નેહીની રસ ચંદ્રિકાથી વિમળાં છે વિશ્વનાં આંગણાં,
સ્નેહીના રસ લ્હાવ એ પગથીઆં છે વિશ્વ કલ્યાણનાં,
એવા સ્નેહની પૂર્ણિમા ઉભયનાં ઉલ્લાસજો અંતરે—૪.
"સાધુ ચિત્ત જનોની સપ્તપદનાં ઉચ્ચારણે સખ્યતા"
આર્યોની સુપવિત્ર વેદ તણી એ મૈત્રી તણી ભાવના;
એવાં સપ્ત પદો વદી વરવધૂ ગુંથો હૃદે નિર્મળાં,
એવાં નિત્ય સુલગ્નથી ઉભયનાં, અદ્વૈત સાધો પ્રભો !—૫.
સરખાં કોડભર્યાં રસિક હૃદયો, પુણ્યે મળે આ જગે
એવાંનાં સહધર્મ આચરણથી અર્થો સરે વિશ્વના;
એવું ઉર વિચારી ને ઉભયને જોડયાં જગન્નાથકે,
અંતરનાં સહુ લગ્નમાં જગતણા કર્તા તણો હાથ છે.—૬.

દિનકર રશ્મિ પ્રભાનું પાન કરીને, પુષ્ટિ મળી જેહને,
વિશ્વે વંદિત વંદિતા જનનીના કોડો પુર્યા શૈશવે,
વિદ્યા ભાગીરથી વિશુધ્ધ જલમાં સુસ્નાત હરકાન્ત એ
જનમન રંજન પામીને પ્રણયિની પંથે પ્રવર્તો શુભે—૭.
આસોપાલવ તોરણો, વિધવિધાં પુષ્પો તણી ગુંથણી,
એવા શોભિત મણ્ડપે સુહવતા સ્થાને નિજે સજ્જનો;
દેવો બેસી વિમાન, કૂતુહલથી નિર્ખે મહી-મંગલ
દેવો ને મનુદેવ એ સહુ મળી, કુર્યુઃ સદા મઙ્ગલમ્ ।—૮.

---

## રમ્ય મુંઝવણ
### ( અંજની ગીત )

અમી શૈશવની ક્રિડા સખીરી !
જીવન વસંતની કુંજ કોકિલે !
વસંત તોયે કયમ ના ટહુકે,
નગુણી અયિ કાન્ત ?
ટહુકતી આ કુંજ આવીને,
ટહુકે ટહુકે ચીરે હૃદયને,
હૃદય વસંતે ગ્રીષ્મ આવીને,
શોષે રસ વ્હેણાં.
અલ્પ કવિની ભાંગી તુટી,
કવિતાની કડીઓના જેવી,
અધુરી અધુરી તો પણ મધુરી,
રુજા હૃદયની એ.
અંતરના આદેશ અમોલા,
રસ કવિતાના ઝરણ ફુટેલાં;
સ્મરણ શેષ કાંઈ સ્વપ્ન મધુરાં.
ક્યાં વિણી જાઓ !

---

# વિવિધ વિચા

સૂર્ય કિરણોના મહાસાગરમાં હિમાલયનો હિમરાશિ ઓગળે તેવીજ રીતે હુંયે પ્રભો ! તારા પ્રભામંડળમાં ડુબકી મારી ઓગળું ? જગત્‌ના તમોમાર્ગમાં અથડાતો ઠોકર ખાતો, ચીસ પાડતો, હું એક દુઃખી જીવ છું. આસપાસ તો વાદળ કાળા અંધકારનું આભ વિસ્તરેલું છે, પણ વાદળમાંયે વિજળીના પ્રકાશ સંચરે તેમ મારા હૃદય પ્રકાશમાં, હે પ્રભો ! ઝબકતા ને હોલવાતા વિશ્વાત્માના અખંડ પ્રકાશ કવચિત્‌ ક્વચિત્‌ સ્ફૂરે છે. હૃદયેશ્વર ! મારા હૃદયની નિરાંજનીમાં તારી કૃપા ને પ્રસાદના સ્નેહ સીંચી, હોલવાતા દિપકની દિવેટ સંકોરી તારી ઝળહળતી પ્રેમજયોતિની અખંડ શિખાઓ સળગાવ !

વિશ્વાધાર ! અખિલ બ્રહ્માંડ વૃક્ષનેયે પ્રકૃતિનાં ઘેરાં જળ સીંચી પ્રકૃતિનો આધાર લઈ, તેં વિસ્તાર્યું છે. अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् । प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ એવું એવું વદે છે. વળી એમ પણ કહે છે કે मम माया दुरत्यया । અરે જાદુગર ! માયાની નજરબંધીમાં પતંગીઆ શા જીવોને સપડાવી, લલચાવી, તારા સત્યસ્વરૂપના આનંદના ઢાળ જેવા મોહની ઉંડી ખીણમાં શું કામ હડસેલી દે છે ? અરે માયાવી ! તારા મનને તો રમત થાય છે. તું તો "લીલા" કરે છે. સંસારશાણા કહે છે કે પ્રકૃતિમાં રહી ઇશ્વરને જોવો. પ્રકૃતિ એ તો વિશ્વ પ્રત્યે પ્રકાશ છે. પ્રવાસમાં 'એકથી બે ભલા' એ ન્યાયે જગતની મુસાફરી સુગમ કરવામાં પ્રકૃતિનો સંગાથ છે. એ જોડીદારનો ત્યાગ કરવાથી માર્ગ વિકટ ને દુર્ગમ બની જશે, પણ ભલા ! તારી પ્રકૃતિએ મને ઠગ્યો છે. હવે તો મને એ વણમાગ્યો આશ્રમ આપે તોયે ન સ્વીકારૂં ! કુવાના દેડકા જેવા દુનિયા ડાહ્યાઓ ભલે તારી માયાના ખાબોચીઆમાં નંદનવનની રમણિયતાને સપ્તર્ષિ સ્નાનથી પુનિત અને સુવર્ણ કમળથી સુશોભિત સ્વર્ગંગા ઉતારે !

* * * *

પ્રભો ! હવે બહુ થયું. હવે તો એ પ્રકૃતિનો પડદો ઉકેલ, અને તારી વિશ્વજ્યોતિના પ્રકાશ વિસ્તાર. અંધકાર ને અવિદ્યાનાં વાદળો વિખેરી તારા જ્ઞાનસૂર્યના કિરણામૃત સીંચી મારા વિચેતન આત્માને પુનરૂજ્જીવન

આપ. માયા સર્પિણિનાં વિસ્તારેલાં હલાહલને અમીદૃષ્ટિથી દૂર કરી તારી આનંદ છોળમાં ન્હવરાવ ! એ પ્રાર્થના.

* * * *

વિશ્વ એ વિશ્વનિર્માતાની અનુપમ અપ્રતિમ શિલ્પકળાનો અલૌકિક નમુનો છે. પ્રકૃતિના તત્ત્વોના નાનાસુના વ્યયથી એ તૈયાર થયો છે. એ માન્યતા ભૂલ ભરેલી છે. પ્રાકૃતિક વરણી (પસંદગી)ની રીતિથી વનસ્પતિઓ અને પશુઓ પ્રથમ એમાં મોટા જથ્થામાં, રેલ્વે વેગનમાં માલ ભરે તે પ્રમાણે એ વિશ્વમાં ભરવામાં આવ્યાં હતાં. સાક્ષાત્ વિશ્વેશ્વરના સ્વરૂપની અનુકૃતિ તુલ્ય મનુષ્યના નિવાસને માટે બરાબર એ વિશ્વગોળ યોગ્ય થયો કે ઇશ્વરે એક જાહેર સુચના બહાર પાડી. "ભાડે આપવાનું છે, સગવડતાથી સંપૂર્ણ ભૂમંડળ." આપણે આ યાદી વાંચીને, બહુ લાંબા વખત સુધીની બલ્કે અનંતકાળ સુધીની ભાડાચિઠ્ઠી ઇશ્વરને કરી આપી ભૂમંડળ ગૃહનો કબજો લીધો. સગવડતા સુંદર હતી. ગૃહોદ્યાનો, મોટાં મોટાં ક્ષેત્રો, મોટી મોટી પુલવાટિકા ને વૃક્ષવાટિકાઓ, વિ. સર્વ ચીજો યોગ્ય રીતે વાપરીએ ત્યાં સુધીજ આપણીજ, પણ આપણને તો એ જગ્યા બહુ માફક આવી ગઈ અને ભાડા ચિઠ્ઠીની વાત તો ભૂલીજ ગયા. ભાડા ચિઠ્ઠીની વાત ભૂલ્યા એટલે જમીનદાર—ઇશ્વરને પણ ભૂલ્યા.

* * * *

મારા સિદ્ધાંતો સહુને એક સરખા ગળે ઉતરી જાય એ બીલકુલ અસંભવિત છે. કેટલાકને મારા તરફ તિરસ્કાર ઉપજે. ભલે પાઠક મહાશય, અને તારી નોંધપોથીમાં છેક કનિષ્ટ સ્થાને મૂકજે. એટલું તો તું કરશેજ એની મને ખાત્રી છે કારણકે તે સિવાય તને મારા તરફ તિરસ્કાર પણ હોવો સ્હેલો નથી. અખિલ વિશ્વમાં જે અસંખ્ય કોટ્યાવધિ પ્રાણીઓ—ગંદા પાણીમાં ઝીણા કીડાઓ વહે તેમ તરવરે છે. તેમાંનો હું પણ એક છું, અને ખોટું લગાડીશ મા—તું પણ એક છે—અંતે હું કંઇક છું. એ 'કંઇક' તે એવું કે 'કંઇજ નહિ' તો નહીંજ કહી શકાય. તેની પાસે પાસેનું ભલે હોય; મારૂં અસ્તિત્વ છે અને વિશ્વને એટલા પુરતી પણ

તારી ને મારી જરૂર છે, આવશ્યકતા છે. એ ઘણાં 'કંઇક' મળીને તો વિશ્વ રચાયું છે. પ્રભુએ પણ તારા અને મારા જેવા કાંકરાઓ લઇનેજ વિશ્વસેતુ નિર્મ્યો છે.

*    *    *    *

ધારો કે તમે પ્રકૃતિનું એક સુંદર દૃશ્ય જુઓ છો. જોતાંની વાર તમે આશ્ચર્ય મુગ્ધ થઇ, તત્ત્વવેત્તા હોવાનો ડોળ કરી બોલી નાંખો છો; "ઇશ્વરના અસ્તિત્વ વિષે શંકા હોઇ શકેજ નહીં; કારણકે જગત્ મનોહર અને રમણીય છે." આ પ્રમાણે કહેવું એ ખરેખર ભૂલ ભરેલું છે. ઉલટું તમારે એમ કહેવું જોઇએ કે "ઈશ્વર હોવાજ જોઇએ, કારણકે હું વિશ્વની રમણીયતાની પ્રશંસા કરૂં છું." જ્યાં સુધી 'તમે' નથી હોતા ત્યાં સુધી વિશ્વ રમણીય નથી. તમે અથવા હું અથવા ગમે તે કોઇ માણસ વિશ્વની મનોહરતાની પ્રશંસા કરે છે. તેટલા પુરતુંજ વિશ્વ સુંદર છે, અને એ મહેશ્વરની માયા—પ્રકૃતિ શું કરે છે ? તમે એને ચાહો છો એ જાણ્યુ પડતાં પોતાના પ્રિયતમ પ્રભુને એ પ્રાર્થના કરે છે કે 'હે પ્રભો ! જે મારાં વખાણ કરે છે તેની સાથે મારી ઓળખાણ કરાવો.' આ પ્રમાણે ઇશ્વર, મનુષ્ય ને પ્રકૃતિ એ ત્રેનો પરસ્પર સંબંધ યોજે છે.

---

## ભગવદ્‌ગીતામાં 'યોગ' શબ્દનો ઉપયોગ

'યોગ' શબ્દ મૂળ 'युज्' નામના સંસ્કૃત ધાતુમાંથી નીકળે છે. 'युज्' એટલે 'જોડવું.' યોગના જેવોજ અંગ્રેજીમાં પણ Yoke 'યોક' નામનો શબ્દ છે. તેનો અર્થ 'જુંસરી.' આ રીતે યોગ શબ્દ જોડવું એવા અર્થમાં રૂઢ થયો છે.

ગીતાના દરેક અધ્યાયના અંતના સંકલ્પમાં પણ એ શબ્દ આવે છે. " श्रीमद्भगवद्गीतासूपनिषत्सु योगशास्त्रे " એ સંકલ્પમાં, સંકલ્પ રચનારને વિવક્ષિત અર્થ શો છે એ જાણવા માટે, ગીતામાં એ શબ્દનો શો અર્થ કીધો છે તેનો સહેજ વિચાર કરીએ,

"योगः कर्मसु कौशलम्" એ પ્રમાણે ગીતાના દ્વિતીય અધ્યાયના પચાસમા શ્લોકનું અંતિમ પદ છે. એનો અર્થ, "યોગ એટલે કર્મ કરવામાં

ચતુરાઈ કે કુશળતા." કર્મ કરવાની ખરી કુશળતા એકાગ્ર ચિત્તે તેમજ પ્રારબ્ધ કાર્યને પાર પાડવાને સ્થિર નિશ્ચયવાળું મન અને તે ઉપરાંત ઇશ્વરી કૃપા સિવાય આવી શકતી નથી. તેટલા માટેજ ગીતામાં અનેક પ્રસંગોએ કહ્યું છે કે કર્મો ઇશ્વર પ્રીત્યર્થે, ફળની અપેક્ષા સિવાય કરવાથી તે કર્મોનું લેપન થતું નથી. કર્મ કરવાનું છોડી દેવું, કર્મ કરવાંજ નહીં, એ તો અશક્ય વસ્તુ છે. આ વ્યાખ્યા ઉપરથી લોકમાન્ય ટીલક એમ માને છે કે ભગવદ્‌ગીતામાં અને ગીતાના અધ્યાયોના અંત સંકલ્પમાં જે 'યોગ' શબ્દ આવે છે તેનો અર્થ 'કર્મયોગ'જ છે. એમના મતે, યોગ એટલે કર્મયોગ અને ગીતા એટલે કર્મયોગ શાસ્ત્ર.

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते॥

આ પ્રમાણે ગીતાના દ્વિતીય અધ્યાયનો ૪૮મો શ્લોક છે. શ્રી કૃષ્ણ અર્જુનને કહે છે કે, હે ધનંજય ! યોગમાં સ્થિર રહીને, કર્મમાં આસક્તિ ત્યજીને કર્મો કર. સિદ્ધિ કે અસિદ્ધિ, કર્મનું ફળ મળે યા ન મળે તેમ સમાન બુદ્ધિ રાખીને કર્મ કર. એટલે ફળ મળે તેથી ફુલાઇ ન જતાં, તેમજ ન મળે તેથી ઉદ્વેગ ન પામતાં કર્મ કર્યા કર. યોગ એટલે સમત્વ, સરખી બુદ્ધિ, સુખ દુઃખ વિગેરે દ્વન્દ્વો તેમજ માત્રા સ્પર્શોને એક સરખા ગણવા તેનું નામ યોગ.

હવે યોગજ ગીતામાં ફક્ત 'કર્મ યોગ'નાજ અર્થમાં વપરાયો હોય તો ગીતાના છઠ્ઠા અધ્યાયમાં આવેલા નીચે પ્રમાણે શ્લોકનો બંધ આની સાથે કેમ બેસાડી શકાય ?

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन॥

તપસ્વીઓ, જ્ઞાનીઓ તેમજ કર્મીઓના કરતાં પણ 'યોગી' અધિક છે, માટે હે અર્જુન ! તું યોગી થા. વળી ત્હેની પછીના શ્લોકમાં એમ કહ્યું છે કે,

योगीनामपि सर्वेषां मद्गतेनांतरात्मना।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः॥

સર્વે યોગીઓમાં જે યોગી મારામાં ચિત્ત પરોવી શ્રદ્ધાથી મ્હને ભજે છે તેને હું શ્રેષ્ઠ યોગી માનું છું.

આ ઉપરથી આપણને માલુમ પડશે કે યોગ શબ્દ એકલા કર્મયોગના અર્થમાંજ વપરાયો નથી; પરંતુ એનો એથીયે ઘણો વિશાળ બૃહત્ અર્થ છે.

પાતંજલ યોગમાં યોગનો અર્થ ઇન્દ્રિયોને વિષયો તરફ જતી રોકીને પરમાત્માભિમુખ કરવી એવો થાય છે.

આ બધા અર્થોમાં, જોડવું-જોડાવું એ અર્થ તો સૂત્રમાં જેમ મણી પરોવેલા હોય તેવો સર્વત્ર હોય છે.

આપણે ગીતામાં યોગનો શો અર્થ વિવક્ષિત છે એ સામાન્ય બુદ્ધિએ સમજવાનો પ્રયત્ન કરીશું.

સામાન્ય રીતે મનુષ્ય સમજણી ઉંમરનો થાય છે ત્યાંથી એનું મૃત્યુ થાય ત્યાંસુધી યોગચર્યા તો કર્યા કરે છેજ. એનું મન ઇંદ્રિયોના કોઈ નહીં તો કોઈ વિષયમાં જોડાયલું-યુક્ત થયેલું રહે છેજ. બચપણમાં ક્રીડાયુક્ત, યૌવનમાં અનેક પ્રકારના વિષયોપભોગમાં યુક્ત અને જરામાં (વૃદ્ધાવસ્થામાં) અનેક જાતના શરીરમાં વ્યાધિઓ વિગેરે થવાથી, અને એ વ્યાધિઓની અણખત થવાથી હંમેશાં એ રોગો કેમ સારા થાય એ રીતે એ રોગોમાંજ એનું મન યુક્ત રહે છે. જીવન એટલે યોગ; પરંતુ વિષયોમાં પ્રવૃત્તિરૂપ યોગ છોડી, ઈશ્વર પ્રીત્યર્થંજ કર્મો કરી, મનને હંમેશાં પ્રભુમાં જોડવું; પ્રભુમાં યોગ કરવો, પ્રભુમાં શ્રદ્ધા રાખી દરેક કર્મ કર્યા કરવું, પ્રભુમય જીવન ગાળવું; એ ગીતામાં યોગ શબ્દનો વિવક્ષિત અર્થ છે એવું મારૂં નમ્ર મંતવ્ય છે.

એ પ્રભુમય જીવન આપણા પૂર્વજો, પ્રાચિન કાળના મહર્ષિઓ ગાળતા હતા. આવા જીવન ગુજારાને લીધે તેમના જીવનની સર્વે ગુંચ ઉકલી જતી હતી, તેમના હૃદયમાં અવનવાં સત્યો આપોઆપ સ્ફુરી આવતાં હતાં. ऋष् એટલે જોવું, અને ऋषयः मंत्रद्रष्टार:। ઋષિઓ એટલે મંત્રના જોનારાઓ. પ્રભુમાં હૃદયને જોડવાથી એમને જડેલાં સત્યો આપોઆપ મંત્રમાં ગોઠવાઈ જતાં હતાં.

આ યુગમાં આવાં પ્રભુમય જીવનની, ગીતાયોગની, ખાસ આવશ્યકતા છે, ઈશ્વરની દયામયતા, સમતામાં ખાત્રી રાખતાં આપણા જીવનનીયે અનેક ગુંચો જે અત્યારે તો આપણને ગુંગળાવી નાંખે છે તે આપોઆપ ઉકલી જશે.

छिद्यन्ते हृदयग्रंथि भिद्यन्ते सर्वसंशया: ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ।। उपनिषद् ।।

તે પરમાત્માના સાક્ષાત્કાર પછી હૃદયની ગાંઠો કપાઈ જાય છે, સર્વ સંશયો ભેદાઈ જાય છે, અને કર્મો ક્ષય પામે છે. इति ॐ

---

# કવિ ન્હાનાલાલ

## सुकविता यद्यस्ति राज्येन किम । भर्तृहरि:

### આમુખ

નરસિંહ અને મીરાં, એ ભક્ત બેલડીના ભક્તિ રસથી તરબોળ ભાવોથી કયો ગુજરાતી અજ્ઞાત છે ? "શુંશા પૈસા ચાર"નો આક્ષેપ એઓએ કંઈક અંશે દુર કર્યો પણ ગુર્જરીનો સર્વોત્તમ ઉપાસક તો ગુજરાતનો હૃદયરાજવી પ્રેમાનંદ; એના પછી 'ગુજરાતની ગોપી' ગુજરાતના નરનારના ચિત્તના ચોર રસીલા કવિ દયારામની કરુણ શૃંગાર મિશ્રિત રસલ્હાણો. આ પ્રાચિન કવિતામાં મુખ્યત્વે ત્રણ ચાર લક્ષણો સામાન્ય છે. એ સર્વમાં પ્રેમલક્ષણા ભક્તિની છાંટ સર્વત્ર દૃગ્ગોચર થાય છે. એમાં રહેલી વિવિધ રાગરાગણીઓ જાણે ભક્તિની ભાવના પોષવા સૃજાઈ ન હોય એવો ભાસ થાય છે. એ રાગની વિવિધતામાં અત્યંત હૃદયંગમતા રહેલી છે.

દલપતરામભાઈ અને ફાર્બસના મેળાપની સાથે અર્વાચિન યુગની શરુઆત થાય છે. વિશ્વ વિદ્યાલયની સ્થાપનાને લીધે સંસ્કૃત ઈંગ્રેજી તેમજ ફારસી ભાષાનો અભ્યાસ વધ્યો. એ વિશ્વ વિદ્યાલયની કેળવણી પામેલા વિદ્વાનોને કવિતાના પ્રચલિત છંદો નિરસ લાગ્યા. નવલરામભાઈએ મેઘદૂતનું ભાષાંતર કરવા મેઘછંદ રચ્યો, મણિલાલનું વિષમ હરિગીત અને લાવણી, બાલાશંકરની ફારસી ગઝલ અને હરિલાલ ધ્રુવનું મંજુભૃતા છંદ. મણિશંકર ભટ્ટનું પરભાષામાંથી લીધેલું અંજની ગીત.

ગરબી, ગઝલ, અંજની ગીત સુકુમાર રાગ છે અને ન્હાનકડી સુકુમાર ભાવનાનાં રૂપ એ રચી શકે. ભવ્ય ગંભીર ભાવનાનું શરીર થઈ શકે એવો છંદ આપણી ભાષામાં નથી એ વીર નર્મદની ફરિઆદ કાયમ રહી. અતિ મંજુલરવ ઝીણાં ઝરણાંના હોય, સ્ત્રીનાં હોય કે બાલકનાં હોય; વિશાલતા, પ્રશસ્તતા, શૌર્ય—એવા ધીરગમ્ભીર ભાવ આપણી પ્રજામાં ઉછળતા જોવા હોય તો આ છંદો નભી શકે નહિ. આ ઉદ્દેશથી ગોવર્ધનરામભાઈએ સ્નેહમુદ્રામાં blank verse લખી પ્રાસનો ત્યાગ કર્યો. મનહરરામ મ્હેતાનો રામછંદ. ખબરદારના ધ્વનિત, દીવ્ય તેમજ મુક્તધારા છંદો. આ પ્રયોગોથી ધારેલું પરિણામ આવ્યું કે નહિ એ શંકાસ્પદ છે. રંજીતલાલ પંડયા, પૃથ્વીછંદ આ ગરજ સારશે એવું ધારે છે.

## ન્હાનાલાલની નાવ.

ધીર ગમ્ભીર ભાવોનાં મોજાંના ઉછાળા ઝીલી શકે એવી નાવ તૈયાર કરવાના કવિશ્રીનેય અભિલાષ હતા. એમની નાવ, એમનો છંદ તે અપદ્યાગદ્ય. એના ત્રણ આધાર સ્થંભો છે.

૧. ગેયતા કવિતાને આવશ્યક નથી.

૨. કવિતાની વાણીમાં ડોલન હોવું જોઈએ.

૩. વાણીનું ડોલન અણુસરખું યે હોય.

કવિશ્રીના આ નવા છંદથી ઉદ્ભવેલી ચર્ચામાં પતંગિઆની માફક પડવાનો મારો આશય નથી. પરંતુ આ અવનવી કાવ્યના દેહની રચનાથી કવિશ્રીના કવિત્વને દૂષણ લાગ્યું કે નહિ તે વિચારણીય છે. અપદ્યાગદ્યને છંદ નહિ ગણાય, પરંતુ વિશ્વના સાહિત્યમાં છંદ એ કવિતાનું આવશ્યક અંગ છે એ પ્રમાણે લેખાયું હોય તો જાણમાં નથી; અલંકારિકો અમુક પ્રકારના ગદ્યને પણ કાવ્ય કહેતાં અચકાયા નથી. વિદ્યાનાથની વ્યાખ્યા જુઓઃ—

**गुणालङ्कारसहितौ शब्दार्थौ दोषवर्जितौ ।**
**गद्यपद्योभयमयं काव्यं काव्यविदो विदुः ।**

આનંદવર્ધને કવિતાની વ્યાખ્યામાં નવું તત્ત્વ ઉમેર્યું; અને તે ધ્વનિ રહિત કવિતા એ કવિતા નથી એ મંતવ્ય સાક્ષરવર્ગમાં સુદૃઢ થયું.

કવિની કવિતાના ગુણદોષ નિરૂપણમાં આજે પણ એજ તત્ત્વ Criterion પ્રમાણ મનાય છે. કવિશ્રીની કવિતાની વ્યાખ્યા પણ એજ છે 'ગુજરાતણ' નામના એમનાં લેખમાં એઓ લખે છે એ સુંદરીનું એકકેય અંગ ઉઘાડું ન હતું. કવિતા સતી તે સર્વાંગે ઢાંકેલી હતી. પણ એનાં અંગનાં આભલાં શા આછેરાં આચ્છાદનો અનુપમ રસકાવ્ય ઉચ્ચરતાં'તાં ધ્વનિકાવ્યની એ મૂર્તિ હતી" મુગ્ધાના હૃદયમાં રહેલા લજ્જાના ભાવો ઉકેલી શકે તેનો પ્રિયતમ, તેમજ શબ્દના ઝીણા આચ્છાદનમાં રહેલા ગૂઢ અર્થો ઉકેલી શકે કો સહૃદય.

કવિ મોટાલાલ અપઘાગધને વખોડી પોતાના 'પ્રભાતનો તપસ્વી'માં લખે છે,

કવિની પ્રેરણાએ કવિતા પ્રગટાવવાની છે.
કવિની કળાએ કવિત્વનો દેહ પૂરવાનો છે,
કવિત્વમાંયે કવિએ કળાને નમવાનું છે.

કવિશ્રીની પ્રતિભા વિષે તો શંકા છેજ નહિ. કારણ કે એજ કવિ ન્હાનાલાલને અભિનંદે છે કે "તારા હૈયામાં તો ભરેલા છે કવિત્વના ભરછક હોજ" અને એમને 'કાલિદાસના ઉપમા વારસ' કહે છે. કવિની કળા તે શું ? નહિ કે ગગનવિહારી ભાવનાઓને બળાત્કારથી છંદોના કારાગૃહમાં પુરવી અને એના વિકાસને નિયંત્રિત કરવો; પરંતુ અલંકાર, ધ્વનિ, લોકોત્તર ચમત્કૃતિ વિ. આભુષણો સજાવી કવિતા સુંદરીને કૌતુકમયી બનાવવી.

પદ્ય જો કવિતાને આવશ્યક હોય તો બાણભટ્ટની કાદમ્બરી અને Walt Whitmanની લગભગ બધીજ કવિતાઓને કાવ્ય સિંહાસનપરથી પદભ્રષ્ટ કરવી પડશે, અને આ બાદબાકી કરતાં વિશ્વની ભાવનાસૃષ્ટિને શું ખોટ જશે એ અકલ્પ્ય છે.

'ધ્વનિ'ને કાવ્યત્વનું પ્રમાણ માનીએ તો એમ કહેવું પડે કે કવિશ્રીના શબ્દે શબ્દમાં ધ્વનિ છે. સૂત્ર જેવાં એમનાં વચનો ઉપર ભાષ્યો રચાય એમની વાણી લક્ષ્યવેધી છે.

## કવિશ્રીની ભાવના:—

એક કલાવિવેચક કહે છે "હૃદયનું નિખાલસપણું અને વૃત્તિનું વિલાસીપણું ન્હાનાલાલમાં પદેપદે દૃષ્ટિગોચર થાય છે. પરંતુ તેમની કલ્પનાનાં ભ્રમણ એટલાં ઉંચા ને ફરતાં છે કે સહવાસ વિના તેમની સાથે ઉડવું ભારે થઈ પડે છે."

આ કથન વિશ્વના સર્વ મહાન કવિઓને વિષે કહી શકાય. મહાત્મા પુરૂષોનાં અગમ્ય ચારિત્ર્ય જેવાં કાવ્યના ગૂઢ અર્થો સમજવાને પરિશ્રમ અને ધૈર્યની જરૂર હોય છેજ. એ પરિશ્રમ પછી જે અનિર્વર્ણનીય આનંદ થાય છે એ તો રસ પ્રભુની કળાના દર્શનથી થતા નિરતિશય આનંદ સાથેજ સરખાવી શકાય. એ **'अमृतां आत्मनः कलां'** ને તો કવિશ્રીના શબ્દોમાં 'આંખ હોય તે ઉકેલે ને કાન હોય ને સાંભળે' શ્રીયુત નરસિંહરાવભાઈજ કવિશ્રીના ગુણનું મુલ્ય મુલવી શકે **विद्वानेव विजानाति विद्वज्जन-परिश्रमम्** એઓ કહે છે 'ન્હાનાલાલની કવિત્વકૃતિમાં રહેલી સૌંદર્ય રેખાઓ ઈંદ્ર ધનુષના રંગ જેવી Elusive, પકડવા જતાં છટકી જાય એવી છે. ચન્દ્રિકા જેવી સ્થીર નથી તેથી એ ઘણીવાર અગમ્ય લાગે છે. પણ એ રેખાઓ અકળ છે. નશ્વર નથી સમભાવથી પ્રેરાયેલો વિવેચક એ રેખાઓને પ્રેમના તન્તુમાં પકડી શકે છે.

" સકળ અવિનાશી એ નવજ જાયે કળ્યો,
પ્રેમના તંતમાં સંત ઝાલે."

### પ્રેમ ભાવના.

કવિશ્રી ન્હાનાલાલનાં કાવ્યો એટલે પ્રેમ ભાવનાનાં સૃજનજુનાં ગાન, **रसो वै सः** એ એમનું શ્રુતિ મહાવાક્ય. આ વિસમી સદીના વંટોળીઆ યુગમાં જીવન નૌકાને ક્ષેત્રપૂર્વક વહન કરવા એ સદીને અનુરૂપ સ્મૃતિ રચવી હોય તો એમનાં કાવ્યોદ્યાનમાંથી સુમનો વીણી રચી શકાય. પ્રથમ 'લગ્ન સ્નેહ'નું પ્રકરણ લઈશું.

### લગ્ન સ્નેહ.

જેમ જેમ લગ્ન સ્નેહની ભાવનાનો એના હૃદયમાં વિકાશ થતો ગયો તેજ પ્રકારનો વિકાશ એમનાં પુસ્તકોમાં મળી આવે છે. 'વસંતોત્સવ'માં

સંસાર લગ્નની વિશુદ્ધતા કવિએ સ્થાપી છે. લગ્ન એ વિશ્વક્રમમાં પ્રકૃતિનો નિયમ છે, અપવાદ નથી, ' પ્રેમ લગ્નને વધામણાં દે છે, શું જગત કે જગતનો સ્વામી' કૌમારાવસ્થા એજ જીવનની વિરૂપતા છે 'કુમારી તો અમાસની રજની, એકલીને અંધકારને વગડે' અને પ્રેમ તે શું ? પ્રાણની પરમ ચેતના એ પ્રેમનું દાન એકજ હૃદયને થઈ શકે. તેથીજ કવિશ્રીએ કહ્યું છે,

' પ્રેમ લગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પાપ નથી.'

' ઇન્દુકુમાર'માં કવિત્વની વિશેષ ઝમકથી એમણે સંસાર લગ્નની વિશુદ્ધતાજ સ્થાપી છે.

" લગ્ન એ પ્રાણ વિકારનું વ્રત છે,
સ્વર્ગપંથનું પગથીઉં છે,
માનવ બાળનો ધર્મ્ય માર્ગ છે,
પરણવું એતો પ્રભુતામાં પગલાં માડવાં"

ઇન્દુકુમાર પછી કવિશ્રીના 'લગ્નના હેતુ' નામક લેખમાં એમણે લગ્ન સ્નેહની દીવ્યતા સ્થાપી છે. સ્થલ સંકોચને લીધે વિશેષ અવતરણો આપવા અશક્ય છે. એઓ કહે છે.

' લગ્ન સ્નેહ તે પૃથ્વીમાં સ્વર્ગનાં અંશ ઉતારવાના રસપંથ છે' અને આટલાથીયે એમને સંતોષ ન થયો ત્યારે એમણે ' જયા ને જયંત'માં સંસાર લગ્નથીયે ઉર્ધ્વ આત્મ લગ્નના સ્નેહની પરાકાષ્ટા સ્થાપી છે. પણ આ ભાવના સઘળા ઝીલી ન શકે એથીજ એઓ અર્પણ પત્રિકામાં કહે છે,

ઉપાસે બ્રહ્મશ્રદ્ધાથી આત્મ લગ્ન ઉંડે હૃદે,
મહા અદ્‌ભૂત કો એવા સ્નેહના યોગીને પદે,
વસો આ અધુરાં ગીતો, સ્નેહના બ્રહ્મચર્યનાં.

પરંતુ આત્મ લગ્ન એ સર્વથી અથવા કોઇથી ન સંધાય એટલા માટે એમાં પણ કાશિરાજને સંસાર લગ્ન કીધાં છે, તે ઉપરાંત સ્નેહનું અધમ સ્વરૂપ પાશવવૃત્તિ એ નૃત્યદાસી અને આચાર્યના પાત્રો મળી આવે છે.

આત્મ લગ્ન એ કવિની કલ્પનાંજ રહે છે, એનું આ વિશ્વમાં અવતરણ સંભવતું નથી એમ કહી આત્મ લગ્નની ભાવનાને અવાસ્તવિક-

પણાનો દોષ કેટલાક કલા વિવેચકો આરોપે છે, અને એને Psychological illusion કહે છે. એઓ કહે છે કે આ પ્રકારનું લગ્ન માનવ કથામાં નોંધેલું નથી. કંઈક અંશે વાત પણ સાચી છે. પરંતુ આ પ્રકારના લગ્નની અપૂર્વતામાંજ કવિના કલા વિધાનનું સાફલ્ય રહેલું છે. આ પ્રકારનો આદર્શ, પાશવ વૃત્તિથી દોરાયેલાં વિશ્વમાં શું ઇષ્ટ નથી ? કવિતાને વ્યવહારની વાસ્તવિકતા જોડે સમવાય સંબંધ તો નહિજ હોઈ શકે.

કેટલાકને એમ ભ્રાંતિ રહ્યા કરે છે કે જયા તેમજ જયન્તને છેવટ સુધી પોતાના આત્માનો ભરોસો નહતો. એ બન્નેના દિલમાં રહેલા દૈત્યો કેટલીકવાર, આત્માને હરાવવાની તૈયારી કરી રહ્યા હતા. આને લીધે એવો એમ માને છે કે કવિએ આત્મ લગ્નની ઉચ્ચ ભાવના તો કલ્પી છતાંયે છેવટ સુધી એમને પણ પોતાની ભાવનામાં અવિશ્વાસજ થયા કર્યો છે. અને એથી એમને કલાને ક્ષતિ થઈ છે પણ એથી ઉલટું, એ તો કવિની કલાને વધારે વિકસાવે છે, તથા અવાસ્તવિકતામાં કંઈક વાસ્તવિકતા લાવે છે. મનુષ્યના હૃદયમાં રહેલી દૈવી તેમજ આસુરી પ્રકૃતિ હંમેશ એકમેકની સાથે યુદ્ધ કર્યા કરે છે, અને આ આત્મ લગ્નમાં સંલગ્ન યુગલનાં હૃદયમાં પણ કંઈકવાર દિલનાં દૈત્યોએ દિલના દેવોને હચમચાવવાનો યત્ન કર્યો, પણ પુષ્કળ તપશ્ચર્યા Struggle ને અંતેજ એઓ સફળ નિવડયા. આ રીતે એ હૃદય યુદ્ધના પ્રસંગો વધારે કળામય બને છે તો છતાંયે એઓ સંસાર લગ્નને હડસેલી નાખતા નથી, પરંતુ એમની ઉપામાં કહે છે કે "જયા ને જયન્ત"નું નાટક, કો વિરલ સાધુનો સાધ્વાશ્રમ હતો; આ સજનજીની વાર્તા સહુ ગૃહસ્થાશ્રમીઓ કાજેની ફૂલવાડી છે" આ સ્નેહ મીમાંસાને અત્રે સમાવીશું.

## માતૃપ્રેમ વિ૦

'દમ્પતીના દેવપ્રેમ' ઉપરાંત માતૃપ્રેમ, તાતપ્રેમ, પુત્રપ્રેમ, પુત્રી પ્રેમને વિષે એમને કાંઈ થોડું કહેવાનું નથી.

અને પ્રભુના સંદેશ દુનિયામાં લાવનાર બાળકો તો એમનાં કાવ્યમાં કલ્લોલતા પંખીઓની માફકજ ઉડે છે, એમણે ગાયું છે કેઃ—

"પ્રભુ વિહોણા જનકુળમાં બાળક પ્રભુના પયગંબર છે."

પુત્ર એટલે શ્રાદ્ધાંજલિ આપી માતા પિતાને તારે તે નહિ પણ "પુત્ર એટલે પ્રગતિ; અધુરો મુકયો હોય સંસારનો યજ્ઞ માત તાતે ત્યાંથી આદરી પુરો કરે તે" એજ પુત્રની પિતૃઓને નિવાપાંજલિ જન્મદાતા જનનીનો મહિમાં કવિશ્રીએ અલૌકિક ચાતુર્યને ભાવ ગાંભીર્યથી આલેખ્યો છે.

"બ્રહ્માંડમાં ભવ્યકર્મી સરજનહારી કો હોય તો તે જનની કે જગજ્જનની શરીર સમર્પી શરીર ઘડે, આત્મા સમર્પી આત્મા સરજે, હૈયાંના અમૃત ઢાલવી ઢાલવી અમરોને ઉછંગમાં ઉછેરે, એ મહાનુભાવ માતાની મોટપ દેહનાં કે દેહીનાં સૌન્દર્ય સામર્થ્ય કેવળ નિજના ઉપભોગાર્થે નથી, માનવ વેલના ફુલનને શોભન કાજે છે; એ ઉદાર ચરિત માતૃ જીવનનો સદ્બોધ." અને સૌન્દર્ય તે શું! દેહના ને આત્માના બન્નેના "માનવીના ઘાટ, રંગ, ને આત્મને ફુવારા એ ત્રણેનો ભભકાર તે સૌન્દર્ય"

## કન્યા કેળવણીનો પ્રશ્ન.

કવિશ્રીએ ઉપરમાં કન્યા કેળવણીનો પ્રશ્ન કેવલ કવિત્વની દૃષ્ટિએજ નહિ પણ આ યુગમાં ઉપસ્થિત થએલ જીવનના વિકટ કોયડાઓનો બહુજ સરસ રીતે ઉકેલ આપે અને જીવનને જીવવા જેવું બનાવે એ રીતે ચર્ચ્યો છે.

સ્ત્રી તેમજ પુરૂષ એ બન્નેનાં અંતરમાં રહેલી વિકાસાભિમુખ શક્તિઓ (Potentialities) યોગ્ય રીતે ખીલવવામાં આવે તોજ સમાજ સુવ્યવસ્થિત બને. એકકે બીજાથી ચ્હડતા નથી, ઉતરતા નથી. પરસ્પરની સહાયથી જીવનતંત્ર સરખું ચાલે છે. "એકને હાથે જગત ન જીતાય" એઓ ઉષામાં લખે છે "કુમારિકાઓની કેળવણીનો પ્રશ્ન એ ભવિષ્યની પ્રિયતમાઓનો પ્રશ્ન તેમજ માતાઓનો પ્રશ્ન" "જગતને સુંદરીઓજ જેટલું સુંદર રાખશે તેટલું સુંદર રહેશે" સ્ત્રીઓને કઇ તરેહનું શિક્ષણ વધારે લાભદાયક નીવડી શકે? એઓ કહે છે કે "નિશાળમાં શીખતી બાલિકાઓમાંથી ૯૫ ટકા ગૃહિણી ધર્મ સ્વીકારશે; અને ત્હેમાંથીયે ૯૦ ટકા સામાન્ય સ્થિતિના વરને વરશે. એટલે ખોટા શેઠાણીવેડાના પતંગીઆ-

મહી શોભાના ખર્ચાળ શિક્ષણને બદલે ગૃહિણી ધર્મોનું સંગીન જ્ઞાન આપવાનો લક્ષ્ય શાળામાં સાધવો જોઈએ" હવે આપણે રાજધર્મ પ્રકરણ લઈશું.

## રાજ ધર્મ

'જયા ને જયંત'માં રાજરાણી જયાને, જયંત કોઈ દેશનો રાજા નથી એ કારણથી એની સાથે વરાવવા ના કહે છે ત્યારે રાજા પુછે છે કે 'કુંવરી વરાવશો રાજસિંહાસનને કે રાજવીને!' વંશપરંપરાથી આવેલી ગાદીએ ચ્હડી બેસનાર રાજવી નહિ પણ 'રાજયોગનો ઉપાસક તે રાજવી' અને એ રાજયોગ તે શું! "રાજ પ્રવૃત્તિની ચાખડીએ ચ્હડનારને નથી વિલાસ સ્વાર્થ માટેની નવરાશ કે વિરક્તિ માટેની અશ્રદ્ધા કે અવગણના. ધર્મધેનુના ગોપરાજને તો પ્રભુ આ દેશની ભવ્ય વેણુ જગતકુંજ ભરી ભરી ટહુકારવી: રક્ષા, ચારણ, દોહન, મંથન. એ એના ધર્મ." શકુંતલાને દુષ્યંતના પુત્ર રત્ન "રાજર્ષિ ભરત" ને 'નૃપતિ' કે 'ભૂપતિ' થવાના અભિલાષ નથી પણ 'નૃપાલ' ને 'ભૂપાલ' થવાના મનોરથ છે.

## તત્વજ્ઞાન

તત્વજ્ઞાનનો તો આર્ય પ્રજાને વારસો મળ્યો છે, અને તે વારસો કંઈક અંશે કવિશ્રીનેયે મળ્યો છે એમને પણ બ્રહ્મને બ્રહ્માંડનાં ગૂઢને અગમ્ય રહસ્યોથી કૌતુક ઉપજ્યું છે. એમની સંસાર અને જીંદગીની વ્યાખ્યા વિચારોત્પાદક છે. એઓ ગાય છે. સંસાર 'એટલે પ્રકૃતિના રાસ' 'જીંદગી એટલે તેજ છાયાના અટાપટા'. એઓ માને છે કે સંસારમાં વિષ ને અમૃત ઘોળેલાં છે અને કોઇ વિરલાહંસ વિષ દૂર કરી અમૃતનો ઉપભોગ કરે છે. ભગવદ્ગીતામાં બે પ્રકારની મનુષ્ય પ્રકૃતિઓ માની છે; દૈવી અને આસુરી. કવિશ્રી માને છે કે અડધા ઉપરના જગતના મનુષ્યોમાં એકલી દૈવી પ્રકૃતિજ નથી હોતી તેમજ આસુરી પ્રકૃતિજ નથી હોતી; પરંતુ એ મનુષ્યો "ઉભયમાં હિંચકા હિંચે છે" એઓ જગતના મિથ્યાત્વમાં માનતા નથી; વિશ્વને ઇશ્વરે શું વિના હેતુ સૃજ્યું છે? ના 'સૃષ્ટિ છે સૃજનનો હેતુ સાધવા; પ્રભુની વાડીમાં પુણ્યવાવવા! 'જગત એ અસત્યે નથી, અધ્યાસે નથી.' ઇશ્વર લોકના નાશમાં પ્રવર્તતો નથી પરંતુ ઉન્નતિમાં આ પ્રમાણે કહી કવિશ્રીએ ગીતાના એક ચરણમાં ફેરફાર કરી કહ્યું છે

-કાલોઽસ્મિ લોકોન્નતિકૃત્પ્રવૃદ્ધઃ।

માનવ જીવનમાં રહેલાં સુખ દુઃખ તથા અન્ય દ્વન્દ્વો કવિએ તત્ત્વચિંતકની દૃષ્ટિએ ચર્ચ્યાં છે; એઓ ગાય છે.

સુખનાં સ્મરણોમાં ઉંડું દુઃખ છે;
દુઃખના સ્મરણોમાં ઉંડું સુખ છે,

વિશ્વમાં દુઃખ નહોય તો સ્નેહી હૃદયની કસોટી શી રીતે થઈ શકે.

"મન્દવાડ ન હોય, વીરજી, તો સ્નેહ અણમુલવ્યા રહે;
એતો ભવ્ય પરમાર્થનાં ભુવનો;
બન્ધુ સેવાર્થે રચેલાં માનવીના મંદિરોઃ
સ્નેહીઓના સ્નેહની પુનીત્હસોટી
સુખની નહિ પણ સ્નેહની આ વેદી.

## સ્વદેશ પ્રેમ

એમનાં કાવ્ય રત્નોમાં સ્વદેશ પ્રેમના તો રસનાં મોજાં ઉછળે છે. એમને ભારતના ઇતિહાસ માટે અતિશય ગૌરવ છે, વર્તમાન પ્રવૃત્તિમાં ઉત્સાહ છે, ભવિષ્યમાં શ્રદ્ધા છે. કવિશ્રી ભારતને પ્રજાઓની માતા મહીમાને એઓ ગાય છે 'સમસ્ત દુનીઆના ઇતિહાસનું મધ્ય બિન્દુ એશીઆ છે. એશીઆના ઇતિહાસનું કેન્દ્ર ભરત ખંડની મહા કથા છે. પૂર્વને પશ્ચિમમાં પલ્લાની દાંડી ભારત છે ને ઉભય ગોલાર્ધની દૈવી સંપત્તિ નજીકના ભવિષ્યમાં તે તોળશે. લોભને લલુતાનાં લાખો લોચન હિંદભણી તલપી રહેલાં છે." "દુનીઆના ઇતિહાસની વિધાતા, સંસાર શાસ્ત્રના પ્રયોગોની પ્રયોગશાલા, ફીલસૂફીની પાઠશાલા, ધર્મનું મંદીર; દેવોનો પ્રિયતમ નિવાસ; નથી અવનીને તલ ભારત સમ બીજે અધ્યાત્મ ખંડ" ભારતની નષ્ટ સંપત્તિ પ્રાપ્ત કરવા એઓ ઇન્દુકુમારમાં પોતાની ભાવનાનુસાર ઇન્દુના સેનાધિપત્યની છાંય તળે કૌમારની સેના રચે છે.

એમનું 'ગુજરાત' એ ખરેખર સ્વદેશ સેવકને ઉત્સાહ સીંચે એવું કાવ્ય છે. એમનું 'વીરની વિદાય' નામક કાવ્ય કો રજપુત રમણીના કોડને વીરત્વનું દિગ્દર્શન કરાવે છે.

એમનું કાવ્ય, 'રાજ યુવરાજને સત્કાર' હાલના રાજરાજેન્દ્ર જ્યારે યુવરાજ તરીકે ભારતવર્ષની યાત્રાએ આવ્યા ત્યારે લખાયું છે. એ કાવ્યમાં

યુવરાજને કરાયેલા કેટલાક પ્રશ્નો અવતરણ પાત્ર છે. એઓ પૂછે છે "હિંદ અને બ્રિટાનીઆને જમણું ને ડાબું નયન જેવાં ગણશોને?" "મહારાજ્ય કુલનું હિંદ કુટુંબી કે નહિ? કુલજનને રોટલો દેશો કે પત્થર?" "હિંદ પાડોશીને આત્મવત્ ચ્હાશો કે નહિ?"

ગુજરાતણુ.

આર્ય રમણીઓ અને તેમાં ખાસ કરીને ગુજરાતી રમણીઓનાં રુપ, ગુણ, પ્હેરવેશ, લજ્જા, વિનય, આ સર્વને માટે કવિશ્રીને અત્યંત પક્ષપાત છે. એનું વર્ણન કરતાં કવિશ્રી પોતાનાજ કવિત્વ તેજમાં મુગ્ધ થઈ જાય છે અને વાચનારના ઉપર આનંદ વર્ષાની ઝડીઓ વર્ષાવે છે. 'ગુજરાત' નામક એમનાં કાવ્યમાં એઓ ગાય છે.

"ચોળી ચણીઓ પાટલીનો ઘેર,
સંથલે સાળુની સોનલ શેર.
છેડલે આચ્છાદી ઉર બાવ,
લલિત લજ્જાનો વદન જમાવ. વિ.
આર્ય સુંદરી નથી અવનિમાં તુજ રૂપગુણની જોડ."

આ એમની સ્મૃતિ.

કવિશ્રીનું નાટ્ય કલા વિધાન.

પ્રેમાનંદના નાટકોનો કર્તૃત્વ નિર્ણય એક બાજુએ મુકીએ તો કહી શકીએ કે પ્રેમાનંદ એ ગુજરાતી નાટકોના આદ્યજનક ત્યારપછી, મણીભાઈનું "કાન્તા;" રમણભાઈનું "રાઈનોપર્વત" અને નારાયણ હેમચંદ્રનું 'અશ્રુમતિ.'

નાટ્ય કલાનો મહત્વનો ગુણ એ છે કે કવિએ વા લેખકે સર્વાનુભવ રસિક થવાની જરૂર છે, વિશ્વની વિવિધ પ્રવૃત્તિઓના રસભાગી થઈ, તેમાં રહેલા સાર અને અસારનો વિવેક કરી, વિશ્વને સુધારાની દીશા દાખવવી એ નાટ્યકારનું કર્તવ્ય ક્ષેત્ર. 'A poet hidden in the light of thought' પોતાનાજ ભાવના તેજમાં ગગનવિહાર કરતાં કવિના નાટકમાં પ્રેક્ષકવર્ગને રસ ન પડે.

કવિશ્રીનાં નાટકો પણ પ્રેક્ષક વર્ગને તો નિરાશ કરે એવાંજ છે. એ નથી સ્વીકારતા સંસ્કૃત નાટકોનું ધોરણ કે નથી સ્વીકારતા પાશ્ચિમાત્ય

નાટકોનાં અંગ. એમનાં નાટકોમાં વિવિધરસનું મિશ્રણ નથી. એમની સારીય નાટ્યકૃતિમાં કોઈક ઉચ્ચ પ્રકારનો Sublime પવિત્ર શૃંગાર રસજસભર ભર્યો વહે છે; ક્વચિત્ કરુણ કે વીરરસ દેખા દે છે પણ તે ગૌણ ઇંગ્રેજી કરુણ રસ પ્રધાન નાટકોમાં કરુણ રસથી ઉમસ થતું સીસાના જેવું ભારે વાતાવરણ દૂર કરવા કેટલાંક હાસ્યરસ પ્રધાન અવતરણો આવે છે (Interludes) તેમાં વચનવૈદગ્ધ્યથી કે નર્મોક્તિથી હાસ્ય ઉપજાવવાની શક્તિ રહેલી છે. તે જાતની નર્મોક્તિ ન્હાનાલાલમાં વિશિષ્ટપણે દૃગ્ગોચર થાય છે.

સ્થળ સંકોચને લીધે અવતરણો આપી શકાય એમ નથી. ' રાજર્ષિ ભરત'માં વસુન્ધરા અને સખીઓનો સંવાદ હૃદયંગમ નર્મોક્તિ ભર્યો છે એટલો નિર્દેશ બસ છે.

એમના નાટકોમાં કાર્યનો વેગ નથી. એક નાયક કે નાયિકા પોતાના હૃદયમાંજ રહેલા અસંખ્ય પાત્રો સાથે સંવાદ કર્યા કરે છે. નાટકમાં વસ્તુનો ધીમે ધીમે વિકાસ થવો જોઈએ એવું તો કાંઈ છેજ નહિ. એકાદ કો વ્યાખ્યાનકારનું વ્યાખ્યાન સાંભળતાં હોઈએ એવું લાગે છે. અધુરામાં પુરૂં એમણે એમનાં નાટકોમાં જોગીઓને જોગણોને એટલા ઘુસાડી દીધાં છે કે ક્વચિતતો ભાગવત વિ. પુરાણોની કથા કો મંદીરમાં સાંભળતા હોઈએ એવો ભાસ થાય છે; પ્રવેશની શરૂઆતમાં જે ગીતો એમણે આપ્યાં હોય છે એ તે તે પ્રવેશમાં આવતી વસ્તુનું સૂચન કરે છે અને ઘણાંજ અર્થ ગામ્ભીર્યવાળાં પણ હોય છે અને ગ્રીકડ્રામાના *Chorus*ની ગરજ સારે છે. એમનાં બધાં સ્ત્રી પાત્રો બહાદુર, નીડર, અને શસ્ત્રકલા પ્રવીણ હોય છે એ વર્તમાન યુગના વિશ્વ નાટકનાં સ્ત્રી પાત્રોથી જુદા પડી અવાસ્તવિક લાગે છે.

આ ઉણપોને લીધે કવિશ્રીનાં નાટકો, નાટકો તરીકે ઉભાં છે પરંતુ કાવ્ય તરીકે તો અદ્વિતીય છે. આ સર્વ નાટકો શ્રાવ્ય છે અને એ દ્રશ્ય હોવાનો કવિશ્રી દાવોએ કરતા નથી ' રાજર્ષિ ભરત'ને એમના અન્ય નાટકોથી ભિન્નજ ગણવું જોઈએ. એમાં કંઈક દ્રશ્ય નાટકોના ગુણો છે તેમજ તેજથી ગુંગળાવી નાંખે એવાં ઉંચા ઉડ્ડયનો પણ નથી.

વસ્તુ ઇતિહાસમાંથી લીધેલી હોવાને લીધે કવિશ્રીના આકાશ ગમનને કંઈક આંચકો લાગ્યો છે. ફક્ત વસુંધરા એજ કવિનું કલ્પિત પાત્ર છે અને તેથી એ પાત્રને કવિએ બન્યું તેટલું ઉદાત્ત બનાવ્યું છે.

એમના કોઈપણ નાયકો લક્ષ્ય સિદ્ધિ થયા અગાઉ સંસાર લગ્ન તેમજ આત્મલગ્નમાંયે જોડાયા નથી.

ઇન્દુ કુમારને જગદ્ યાત્રાનો અભિલાષ હતો. નિજ વિશ્વપુરાણ સંસાર નગરીમાંના પવિત્રતાના મંદિર જીર્ણોદ્ધારવાનો અભિલાષ હતો. એ અભિલાષ કવિએ સિદ્ધ નથી કર્યા અને ઇન્દુને પરણાવ્યોયે નથી. કયું લગ્ન મુહૂર્ત કવિએ કલ્પ્યું છે એ તો એ જાણે. આત્મ લગ્નમાંયે જયન્ત અખંડ તપશ્ચર્યા કરીજ જોડાયો. રાજર્ષિ ભરત પણ આર્યત્વની પ્રતિષ્ઠા સારાં વિશ્વમાં કર્યા અગાઉ લગ્ન ગ્રન્થિમાં જોડાયા નહિ, વિસમી સદીના કેટકેટલા યુવાનો બ્રહ્મચર્ય ને ગાર્હસ્થ્યના ધર્મો સાથેજ પાળે છે! અખંડ બ્રહ્મવતિની શારદાના ઉપાસક બની સંગાથેજ જનક નીચે દીક્ષા સ્વીકારી લે છે!

## ઉષા.

'ઉષા' એમનો અદ્વિતીય ગદ્યગ્રંથ છે. કોણ કહે કે એ શુષ્ક કથા છે? Carlyleની કવિતાની વ્યાખ્યા, Poetry is musical thought' કવિતા એ આંદોલનમય વિચારભાવ છે એ કવિતાનું Criterion રાખી ઉષાનું અવલોકન કરીએ તો કહેવું પડશે કે એ ગ્રન્થમાનો એકકેકો શબ્દ કાવ્યના તેજ કિરણો છે. કવિશ્રી દયારામના ઉપાસક છે. એમની ભાષા અને સ્નેહની મસ્તીમાં રંગીલા દયારામની અસર તરતજ દેખાઈ આવે છે. 'ઉષા'માં કવિનો અદ્વૈતભાવ ઓગળી જાય છે અને કવિ દ્વૈત ભાવનો આશ્રય લે છે. દયારામની ગોપીઓને સર્વ વ્યાપી પ્રભુને મળવા ઇચ્છા નથી. એમને તો, માયાથી આવૃત્ત થવાથી કાળા બનેલા કોડીલા કૃષ્ણનેજ મળવાનો અભિલાષ હતો તેથી ગોપીઓ ઓદ્ધવજીને કહે છે કે,

તમારા પ્રભુ સઘળેરે, અમારા તો એક સ્થળે,
તમો રીઝો ચાંદરણેરે, અમો રીઝું ચંદ્ર મળે."

તેવીજ રીતે કવિશ્રી ઉષામાં કહે છે કે,

"એમ પ્રેમ લક્ષણા ભક્તિના ભકતજનોની તો રસરસીયા દયારામની પેઠે એક મૂર્તિ ચંદ્રનીજ અભિલાષા ને ઉપાસના હોય છે, ચાંદરણાની નહિ."

કવિ આ સમયે 'The lover the lunatic and the poet' ત્રણે છે. એ ફીલ્સુફ નથી, કેટલાક કહે છે કે પોતે કંઈક અંશે દીવાના બન્યા છે પણ એમાંજ એનો આનંદ છે.

એ મીરાંબાઈ સંગાથે ગાય છે કે,

" ઘેલાં અમે ભલે થયાં રે, અમને ઘેલામાં ગુણ લાધ્યો."

## ન્હાના ન્હાના રાસ.

ગુજરાતી ભાષાને ખોળે જન્મેલા ગીત બન્ધો, ગરબી, ગરબાને રાસડા છે. મહારાણી મીરાંબાઈ તથા રંગીલા દયારામની ગરબીઓ ગુજરાતને આંગણે આંગણે અને ચોકે ચોકે ગવાય છે. ગુજરાતી યુવતિના અંતરમાં રહેલા ગૂઢ રસિક ભાવોને દયારામભાઈએ નવ પ્રેરણા સીંચી, નવપલ્લવિત કર્યા છે એ તો નિઃશંક છે. પરંતુ રસમેઘ જેવા દયારામભાઈ ગુજરાતના મીઠા મ્હેરામણમાં રસ મોતીડાં વરસી ગયા પછી હજુ સુધી તો કોઈ સર્વ લોકમાન્ય ગરબીકાર થયો નથી એમ કેટલાક માને છે. શ્રીયુત નરસિંહરાવભાઈએ તથા કવિશ્રી ન્હાનાલાલે એ રસહેલી સતત્ વર્ષાવવાના પ્રયત્નો આદર્યા છે અને દ્વીપોમાં રસ મોતીડાં બંધાયા ઉપરાંત કોઈ કોઈ પૃથ્વીના ઉંડા ગર્ભોમાં રહેલી હીરાની ખાણો પણ હાથ લાગી છે.

કવિશ્રીના રાસ હવે એમના પોતાના રહ્યા નથી એનો ગુજરાત અને ગુજરાતીઓનાં 'આંગણું. ઓરડો અને ઉર' ઉજ્જવળની વર્તમાન તેમજ ભવિષ્યની ગુર્જર રમણીઓનો વારસો, સ્થાવર મીલ્કત, થઈ ચુક્યા છે.

કવિશ્રીએ અનેક રીતના ઢાળ સારી રીતે મેળવી રસિકતાયે વધારી છે. અને સાખીઓને માટે દોહરા ઉપરાંત સોરઠા, ખંડ હરિગિત વિ. યોજી "રાસો"ને નવિન દિશાએ પ્રવર્તાવ્યો છે.

વર્તમાન યુગના ગરબીકાર તરીકે પ્રથમ સ્થાન 'કવિશ્રી'નુંજ છે અસંખ્ય કવિ હૃદયોને એમણે એ દિશામાં દોરવ્યા છે. આજે તો ગુર્જરીનો સહૃદય તેમજ કવિ વર્ગ એજ "शिवः पन्थाः" તરફ વળ્યો છે.

એમના રાસોમાંના ધ્વનિ એમની બધી કવિતાની માફક ઝીલવા બહુ દુષ્કર થઈ પડે છે પણ એ ગીતામાં રહેલું શબ્દ લાલિત્ય અને સગીતના મધુરા રણુકાર શ્રોત્રેન્દ્રિયને જાદુઇ અસર કરે છે.

એઓ ગાય છે.

'દુર દુરની કુંજમાં મોર કરે ટહુકાર.'

'સખી ટહુકામાં જીવવું, મોંઘા મોર દિદાર.'

કાંઇક અંશે એમનાયે ટહુકા એવાજ છે. સામાન્ય વર્ગને એમના ટહુકામાંજ જીવવું પડે છે.

એમના રાસોમાં 'ઉંચા આકાશ ઉંચી વાદળી, અલી કોયલડી' 'ઝીણામેહ' અને 'સંભારણાં' આટલા ત્રણ અનુપમ છે પરંતુ એ ત્રણેય રાસોમાં કવિની વિહાર સૃષ્ટિ તો અનરિક્ષને વીંધી અદૃશ્ય રહી ગુંજતા શેલીના ચકોળ પક્ષી જેવીજ છે. એની કોયલડીયે જગતની આંબાડાળે ટહુકતી નથી પણ કો' આભના ઉંડાણુમાં, 'કાંઈ ઉંચા ત્હારા રણુવાસ.' અને એના ટહુકાર કો' માનવવાણીના પડઘા નથી પણ 'બ્રહ્મ બોલ' છે. એમના બીજા રાસમાંયે કો 'માનવ અતિથિ'ના સંભારણાં નથી પણ કો 'અમૃત અતિથિ'નાં સંભારણાં છે અને આ જગની કોયલની ટહુકા એમને બહુ આકર્ષતા નથી. એને તો બ્રહ્મના ભવ્ય બ્રહ્માંડ રાસના વેણુના આકર્ષણ છે.

## ઉપસંહાર

એક પ્રશ્ન પૂછું? થોડોક સમય થયા જેમ કુરૂક્ષેત્રમાં અર્જુનને વિષાદ થયો અને અપ્રતિકાર અને અશસ્ત્ર રથમાં બેસી ગયો તેમ કવિશ્રી પણ પોતાના કર્તવ્ય ક્ષેત્રમાંથી ખસી ગયા દીસે છે. શું ઇંદુ પણ્ડિતરાજ જગન્નાથના રસ ગંગાધર જેવો અધુરોજ રહેશે? શું કવિશ્રીની રસ ગંગાનાયે ઝરણે સુકાઈ ગયા? એમ તો કદાપિ ન માની શકાય. પાણ્ડવોએ તો એક વર્ષ પરંતુ ઇન્દુએ તો કેટલાયે વર્ષો સુધી અજ્ઞાત ચર્યા કરી, 'યુગધર્મ'માં ક્ષણદૃષ્ટિનષ્ટા ચપલાના જેવી દેખા દઈ ગયો તે ગયો. ચાતકશા રસ તરસ્યાં ગુજરાતને કવિ નિરાશ ન કરે એ આશ.

* કવિશ્રી ન્હાનાલાલ, શ્રીયુત નરસિંહરાવભાઈ તથા અન્ય વિદ્વાનોના પ્રાસંગિક લેખોમાંથી અવતરણો, અવતરણ ચિહ્ન મુકીને વા મુકયા શિવાય સેવાને માટે, લેખક એ સર્વ વિદ્વાનોની ક્ષમા યાચે છે.

# तप मीमांसा

यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ।

( श्रीमद्भगवद्गीता. )

ટીપ્પણ:—આ લેખના સ્વર્ગસ્થ લેખક શ્રી. છોટુભાઈ કૃષ્ણરામ ભટ્ટ બી. એ. જ્ઞાતિએ શ્રી સુરત અઠ્ઠાવિશિ મોઢ બ્રાહ્મણ હોઈ, ગણદેવીના વતની હતા અને નવસારીની હાઇસ્કુલમાં સંસ્કૃત શિક્ષક હતા. એમની ઉમ્મર માત્ર ૨૬-૨૭ વર્ષની હતી છતાં એમની વિદ્વત્તા અગાધ હતી. નવસારીમાં ગીતા વર્ગની પ્રવૃત્તિ તેમણે ઉપાડી લીધી હતી. સંસ્કૃત સાહિત્યનો એમનો અભ્યાસ ઘણો ઉંડો અને તલસ્પર્શી હતો. અને આ લેખ એની સાક્ષી રૂપે છે. એમના અકાળ મૃત્યુથી ગુજરાતી સાહિત્ય, તેમજ એમની જ્ઞાતિએ એક અણમોલ રત્ન ગુમાવ્યું છે. આ લેખ એમણે એક જ્ઞાતિ માસિક માટે આગ્રહથી લખ્યો હતો. તેઓ ૧૯૨૨માં ઑનર્સ સાથે બી. એ.માં પાસ થયા હતા. અને સુરત એમ. ટી. બી. કોલેજમાં એક વર્ષ સુધી ફેલો પણ હતા. એમની પ્રકૃતિ ઘણી શાંત હતી. અહંભાવ, આડંબર વિગેરે દોષોથી મુક્ત હતા. અને વિદ્યાર્થી વર્ગમાં ઘણાજ પ્રિય હતા. આજે નવસારીનો ગીતા વર્ગ એમના વિના સુનો છે. આજે તે અસ્તિત્વમાં પણ નથી. એમનું મૃત્યુ ૧૯૨૮ના ઓગસ્ટની ૨૯મીએ થયું.

સંપાદક:—યજ્ઞેશ હ. શુકલ

આર્યાવર્તના પ્રાચીન ગૌરવનું પ્રસવસ્થાન શું? આ પ્રશ્નનો અનેક દેશી અને વિદેશી વિદ્વાનોએ પોતપોતાની મતિ અનુસાર અને દૃષ્ટિ અનુસાર, પ્રત્યુત્તર આપ્યો છે. આધુનિક જગતના ઐતિહાસિક અને વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી ભારત વર્ષના ભૂતપૂર્વ ચિત્રપટ પર વહેતી રસવતી ગૌરવ સરિતાનું મૂળ શોધવા પ્રયત્ન કરવો એ મને તો ગાઢ અંધકારમાં અથડાવા જેવું દીસે છે. હું તો એમ નિશ્ચયપૂર્વક માનું છું કે એ સૃજન જૂના આર્યાવર્તના સુવર્ણયુગનું નેત્રના તેજને હણી નાંખે એવું જાજ્વલ્યમાન

ચિત્ર, ન્યૂન અંશે પણ અવલોકવું હોય તો આધ્યાત્મિક દૃષ્ટિની આવશ્યકતા છે. નયનોને હૃદયમાં ઢાળો અને બાહ્ય વૃત્તિઓનો નિરોધ કરી જુઓ તો સ્પષ્ટ રીતે માલમ પડશે કે એ ગૌરવનું ઉત્પત્તિ સ્થાન તપ છે.

આ જીવસૃષ્ટિની ઉત્પત્તિ પણ તપમાંથીજ સંભવે છે એવું જ્ઞાનની પરાકાષ્ઠા દર્શાવતાં—यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते । જેનું જ્ઞાન મેળવ્યા પછી જ્ઞાતવ્ય કશું અવશિષ્ટજ રહેતું નથી—એવાં ઉપનિષદો પ્રતિપાદન કરે છે. આ જીવસૃષ્ટિ જ્યારે અવિદ્યમાન હતી તે સમયે એક પરમાત્માનીજ સત્તા હતી. તેને ઇચ્છા થઈ કે "હું એક છું. બહુરૂપે થાઉં" एकोऽहं बहु स्याम । सोऽकामयत । बहु स्याम प्रजायेय इति । स तपस्तप्त्वेदं सर्वमसृजत । પરમાત્માએ તપ તપી અખિલ વિશ્વને ઉત્પન્ન કર્યું. આ સ્થળે તપનો અર્થ શું હોઈ શકે ? પરમાત્માનું તપ એટલે એને જે ઇચ્છા થઈ એ ઇચ્છા પરિપૂર્ણ કરવાનો દૃઢ અવિચળ સંકલ્પ અને અભીપ્સિત કાર્યમાં અભિનિવેશ.

આત્મકલ્યાણને માટે વા પરહિતાર્થે કોઈ પણ કર્યમાં પ્રવૃત્તિ કરી તે કાર્ય ફળીભૂત થાય ત્યાંસુધી ગમે એટલા પ્રત્યવાયો આવી નડે તોપણ તેને વળગી રહેવું અને કાર્ય સંપાદન કરવું એ તપ—अङ्गीकृतं सुकृतिनः परिपालयन्ति । ભગવાન નારાયણના નાભિકમળમાં જેનો જન્મ થયો હતો એવા વિશ્વસૃષ્ટા પ્રજાપતિ જ્યારે સહસ્રયુગ સુધી પોતાના જન્મદાતાને શોધી ન શક્યા અને મોહાંધકારમાં અથડાયાં ત્યારે આકાશવાણી થઈ અને તપ આદરવાનું કહ્યું. જે તપના પ્રભાવથી જેને એ ચર્મચક્ષુથી જોઈ ન શક્યા એવા પરમાત્માને પોતાનાં હૃદયમાં જોઈ શક્યા અને તેના આદેશથી આ સૃષ્ટિ ઉત્પન્ન કરી.

આકાશવાણી એ બીજું કશુંજ નહીં પણ પોતાના હૃદયમાં રહેલા અંતર્યામિનો આદેશ અથવા અવાજ; જે ગેબી નાદના પ્રભાવથી ઋષિઓ મંત્રદૃષ્ટા કહેવાતા. પુરૂષ શબ્દની વ્યુત્પત્તિ જે पुरि (नवद्वारे देहे) शेते એ પ્રમાણે છે એ પણ કંઈ એવાજ ઉદ્દેશથી. એ પરમાત્માનો તપ આદરવાનો આદેશ અને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની આજ્ઞા. એ પણ હૃદયનો દૃઢ સંકલ્પ અને તે પ્રમાણે કરવાની દૃઢ ભાવના. અહિંઆ તપ શબ્દમાં

વિશેષ અર્થનો સમાવેશ થાય છે. ગમે તે કાર્ય કરવાનો દૃઢ સંકલ્પ અને તેમાં પ્રવૃત્તિ એ કાંઈ તપ નહીં પણ હૃદયમાં રહેલો જે દિવ્ય ધ્વનિ જે પ્રમાણે આદેશ કરે તે પ્રમાણે કાર્ય કરવાનો દૃઢ સંકલ્પ અને તેમાં અસ્ખલિત પ્રવૃત્તિ માટે તપ એ ઇશ્વર પ્રીત્યર્થ, નહીં કે ક્ષુલ્લક વિષયોપભોગની શાંતિ માટે. કારણ કે માનસાભ્યંતર નિવાસ કરતા પરમાત્માની વૃત્તિ વિષયો તરફ ઢળતી નથી. એવા આશયથીજ મનુ ભગવાને કહ્યું છે કે हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत । હૃદય (અંતઃકરણ) જે કરવાની સંમતિ આપે તે ધર્મ; એ ધર્મ તમે સાંભળો; અને હૃદય કંઈ વિષયોપભોગની સંમતિ નહીંજ આપે.

વેદકાળઃ—આ તપો આર્યોએ કયા કયા પ્રકારે અને ક્યારે ક્યારે આદર્યા એનું કાંઇક વિવરણ અત્રે જો કરીએ તો અસ્થાને નહીંજ લેખાય. પ્રથમ આપણે વેદકાળના તપોનું આલેખન કરીશું. વેદકાળ એ વિશ્વની મનુષ્યત્વ પ્રાપ્તિનું પરોઢિયું. આ સમયના લોક સરળ અને વ્યવહાર બુદ્ધિના હતા. નિસર્ગના ભવ્ય દશ્યોએ એમના હૃદયપટપર ઘણી ઉંડી છાપ પાડી હતી. પ્રકૃતિના પ્રત્યેક ચિત્રો, જેવાં કે વિશાળ આકાશ ને પૃથ્વી, અસ્ખલિત પ્રવાહથી વ્હેતી સરિતાઓ, આકાશના તારલીઆ—રજનીના ફુલો—સાથે વાત કરતાં ગિરિશૃંગો, આ એમને મન તો દેવતાનાંજ સ્વરૂપો. એનું અનન્ય ભાવથી સ્તવન એજ એમના જીવનની કૃતકૃત્યતા. પ્રાતઃકાળના બાળ—સૂર્યનું તેજ કંઈ અસહ્ય થઈ પડતું નથી, તેથી તે કાંઈ ઓછું મનોહર છે એમ તો ન કહી શકાય. તેવાંજ વેદઋષિના તપો. દૃઢ સંકલ્પ અને ભક્તિભાવનાની તો એમનામાં કચાશ ન હતી, પણ એ ઋષિઓની પ્રાપ્તવ્યસાધ્ય વસ્તુ તો આ સંસારના ક્ષુલ્લક સુખો સિવાય વિશેષ ઉચ્ચ ભૂમિકામાં વિહરતી ન હતી. પશુ પુત્ર અને આયુષ્ય એટલું મળે તો એમને સંતોષ હતો અને પૌત્રનો પ્રસવ તો એમને મન આનંદની પરાકાષ્ઠા. સ્પષ્ટવક્તા અને ઋજુંહૃદયવાળા વેદઋષિઓ પોતાના દેવોને પણ પોતાના શત્રુ તરફ ઇર્ષ્યાવાળા થવા કહેવાનું ચૂકતા ન હતા. स्थिरो भवं हवनमानि सुत नः । શત્રુના આહ્વાનનો તિરસ્કાર કરી અમારાંજ આહ્વાનો સુણો. त्रिश्वे विद्धि मर्त्या विहवन्त सर्वे अस्माकमिच्छृणुत

विश्वमिन्व । હે વિશ્વના પ્રેરક દેવ ! સર્વ મનુષ્યો તને આહ્વાન આપે છે. પણ તું અમારૂં આહ્વાન સાંભળ. એઓનો દેવ સાથેનો વ્યવહાર પણ ચોકખો હતો. "બક્ષીસ લાખની પણ હિસાબ કોડીનો" એ સિદ્ધાંતાનુસાર વેદઋષિઓ એમ માનતા હતા કે આપણે જેટલી દેવોની સ્તુતિ કરીએ તેટલા પ્રમાણમાં દેવોએ આપણું ઇચ્છિત સંપાદન કરવુંજ જોઇએ. આપવું–લેવું એ તો દુનિયાનો વ્યવહાર છે. देवान्भावयतानेन ते देवा भावयन्तु वः । परस्परं भावयतः श्रेयः परमवाप्स्यथ ॥ પણ આ તો વેદ-યુગના પૂર્વ કાળની કથની. ભક્તિરસ કાંઇક એવો હોય છે. વધુ વખત સુધી એને દુનિયાના ક્ષુલ્લક ભોગોમાં રસ ન પડે. શ્રીમુખે કહેલા ઉત્તમ કોટિના "જ્ઞાની ભક્તો" પણ વેદ કાળના ઋષિઓમાં નીકળ્યા હતા. ભક્તિ રસની લતાને અવિરત સિંચન અને પુષ્ટિ જો મળે તો જ્ઞાન પુષ્પનો એમાં એની મેળેજ આવિર્ભાવ થાય. નાસદીય સૂક્તના ઋષિ, વિદુષી વાચ, અને વિશ્વવારા, એ સર્વને અધકારને પેલે પારની જ્યોતિ, મૃત્યુને સામે કિનારેનું અમૃતત્વ પ્રાપ્ત થયું હતું, એ સ્વયંજયોનિ પરમાત્માનો સાક્ષાત્કાર કાંઈ સાધારણ તપથી ન થઈ શકે.

## વેદયુગનું તપ એ શુદ્ધ ભાવનાની ભક્તિ.

**બ્રાહ્મણયુગ:**—બ્રાહ્મણયુગ એ યજ્ઞયુગ. કયાં વેદકાળના ઋષિઓની શુદ્ધ હૃદયપૂર્વક, પ્રેમરસ ઝરતી, ગીતામાં કહેલી "पत्रं पुष्पं फलं तोयम्" વગેરે સાધારણ સામગ્રીથી સંપાદિત દેવોની સ્તુતિ અને ક્યાં બ્રાહ્મણકાળના યજ્ઞનો આડંબર. વેદના અર્થોનો ઉલટપાલટ અર્થ પણ આ કાળમાંજ થયો. વેદનાં સૂક્તો યજ્ઞના ઉપયોગને માટેજ રચાયાં છે એમ માની લઈ પ્રત્યેક સૂક્તનો પ્રત્યેક યજ્ઞકાર્યમાં વિનિયોગ પણ આ સમયેજ કરવામાં આવ્યો, ધર્મ એ ધનિકોનોજ ઇજારો થઈ પડયો. ગરીબ માણસોને ખર્ચાળ યજ્ઞો કરવા કેમ પાલવે ? વેદયુગમાં વાચ, વિશ્વવારા અને અન્ય ઋષિઓએ અમૃતત્વની ઉજ્વળ દિશા સૂચવી હતી તે દિશામાં યજ્ઞના ધુમાડાના ગોટેગોટ ફરી વળ્યા અને અંધકાર છવાઇ રહ્યો. ઐહિક તેમજ પારલૌકિક સુખો મેળવવા એજ જીવનનો આદર્શ અને ઉદ્દેશ. અમુક યજ્ઞથી અમુક ફળ અને બીજા યજ્ઞથી બીજું. દેશ વિદેશ ફરવાનું જેને બહુજ મન

હોય એવો માણસ જેમ રેલ્વેનું ટાઇમ ટેબલ ખરીદીને અંદર જોઈ વિચાર કરે કે અમુક રેલ્વે લાઈનથી અમુક દેશમાં જવાશે. તેમ તે સમયે પણ યજ્ઞથી ગંતવ્ય સ્થાનના Prospectus લખાઈ ગયાં હતાં અને તેમાં જોઈને જે લોકમાં જેને જવું હોય એ લોકમાં લઈ જનાર યજ્ઞ તે કરે એટલે એ રેલ્વે લાઈન મારફત એ તે લોકમાં પહોંચી શકે. જેવી રીતે ज्योतिष्टोमेन स्वर्गकामो यजेत । સ્વર્ગની જેને ઈચ્છા હોય તેણે જ્યોતિષ્ટોમ યજ્ઞ કરવો.

બ્રાહ્મણયુગમાં યજ્ઞનું પ્રાધાન્ય, અનિત્ય પારલૌકિક સુખો એ સુખની પરાકાષ્ઠા, કર્મકાંડનું જ્ઞાન એ વિદ્વત્તાની સીમા આ પ્રમાણે સર્વ વસ્તુઓની યજ્ઞ અંગો તરીકેની ઉપયોગીતા અને અર્થકારિતા મનાતી હતી, તે છતાં પણ એ યુગે આર્યોનાં જ્વલંત તેજને છેક ઉણપ તો આવવા દીધી ન હતી. અંધકારની પાછળ જ્યોતિ, અને જ્યોતિ પછી અંધકાર એ તો સૃષ્ટિનો નિયમ છે. રજનીનો પાછલો ભાગ વ્યતીત થયા પછી રંગબેરંગી સાડી પહેરીને પોતાની અમૃત દૃષ્ટિથી અખિલ મૃતપ્રાય વિશ્વમાં નવજીવન રેડતી ઉષા સરખી જ્ઞાનયુગની ઉષાનું આવાગમન બ્રાહ્મણયુગના પાછલા ભાગમાંજ થઈ ગયું હતું.

બ્રાહ્મણયુગના યજ્ઞો એક બે દિવસમાં સમાપ્ત થતા ન હતાં. એ યજ્ઞો કોઈ કોઈ વખત તો વર્ષના ૩૬૫ દિવસ સુધી ચાલુજ રહેતા હતા. એ યજ્ઞના દર્શનાર્થે બલા બલા રાજર્ષિઓ અને મહર્ષિઓ પણ આવતા હતા, અને એને લીધે થતા સાધુ પુરૂષોનો પોતાનાજ સમાનશીલ સત્પુરૂષોની સાથે સમાગમ એ કાંઈ યજ્ઞનું નાનુંસુનું ફળ નહીં લેખાય; કારણ કે सतां सद्भिः सङ्गः कथमपि हि पुण्येन भवति । વળી ભાગવતમાં પણ કહ્યું છે કે नह्यम्मयानि तीर्थानि न देवाः मृच्छिलामयाः । ते पुनन्त्युरुकालेन दर्शनादेव साधवः ॥ ગંગા યુમના વિગેરે તીર્થો, પાષાણના શિવ વિષ્ણુ વિગેરે દેવો એ ચિરકાળ પછી માણસને પાવન કરે છે અને સાધુ પુરૂષો તો દૃષ્ટિ માત્રથીજ અખિલ વિશ્વને પુનિત કરે છે. એજ તીર્થયાત્રાનો ઉદ્દેશ. એજ ધ્યેય રાખી તીર્થયાત્રા મનુષ્યે કરવી જોઈએ. આ યજ્ઞમાં આવેલા સત્પુરૂષોની પરિષદ્ મળતી હતી અને એ પરિષદ્માં જ્ઞાનના ગૂઢ પ્રશ્નો

ચર્ચવામાં આવતા હતા. कोऽहं कथमिद जात कोऽया कर्तास्य विद्यते। उपादान किमस्तीह विचारः सोऽयमीदृशः ॥ હું કોણ છું? આ વિશ્વ કેમ ઉત્પન્ન થયું? એનો કર્તા કોણ? એ વિશ્વનું ઉપાદાન કારણ શું? આ પ્રકારના વિચારો જ્યાં આગળ ચર્ચાય, ત્યાં યજ્ઞથી પ્રાપ્ત થાય એવું અનિત્ય સુખ એના તરફ અસંતોષ ઉદ્ભવે એમાં આશ્ચર્ય શું? આ ઉપનિષદ કાળનાં જ્વલંત મધ્યાન્હ સૂર્યની આગાહી આપતું જ્ઞાન પરોઢીઉં.

વાંચકોને એમ લાગશે કે આપણે કાંઈક પ્રસ્તુત વિષયથી બીજી દિશામાં દોરી પડયા છીએ, પણ વેદકાળ અને બ્રાહ્મણ કાળની આછી ય રૂપરેખા દોર્યા સિવાય ઉપનિષદ યુગના તપોનું આલેખન કરવું એ જરૂર હાથ પગ સિવાય મનુષ્યના મસ્તકનું કે ધડનુંજ ચિત્ર દોરવું એના જેવું થઈ પડવાનો ભય રહે.

**ઉપનિષદ્ યુગ:**—આ યુગને આપણે તપોયુગ વા જ્ઞાનયુગ કહીએ તો ચાલી શકે. ઉપનિષદોમાં તપનો મહિમા પદે પદે વર્ણવવામાં આવ્યો છે. ઉપનિષદ્ શબ્દના વિદ્વાનોએ અનેક અર્થો કર્યા છે. એમાંનો એક અર્થ આ પ્રમાણે છે. उप–नितरां सादयति संसारहेतुभूतामविद्यां नाशयति सा उपनिषद् । જે સંસારનું કારણ અવિદ્યા તેનો અત્યંત નાશ કરે તે ઉપનિષદ. વળી उपनीयेममात्मानं ब्रह्मापास्तद्वयं तमः । निहन्त्यविद्यां तज्जं च तस्मादुपनिषन्मता । એ પ્રમાણે પણ એક વિદ્વાને ઉપનિષદ્‌ના અર્થને શ્લોક પંક્તિઓમા સ્ફુટ કર્યો છે. પ્રત્યગાત્માને દ્વૈતભાવના રહિત બ્રહ્મની પાસે લાવી તેની સાથે સંયોગ કરાવી જે અવિદ્યા છે તેનાથી ઉત્પન્ન થતા તમસ્–સંસારનો નાશ કરે છે તે ઉપનિષદ. સાધારણતઃ उपनिषद्‌માં सद् ધાતુની પૂર્વે उप અને नि ઉપસર્ગને રાખીએ અથવા કાઢી નાંખીએ, અને ધાતુનું ભૂતકૃદંત બનાવીએ તો એ જ્ઞાનનો ઉપદેશ લેનાર વિદ્યાર્થીનું વિશેષણ બને છે. उपसन्न એટલે જ્ઞાનનો ઉપદેશ લેવાને વિધિ પ્રમાણે ગુરૂની પાસે જનાર વિદ્યાર્થી અને એ શબ્દ ઉપનિષદ્ ગ્રંથોમાં વારે વારે ઉપલબ્ધ થાય છે. ते हि समित्–पाणयो भगवन्तं पिप्पलादमुपसन्नाः । प्रश्नोपनिषद् । તેઓ હાથમાં સમિધ લઈને ભગવાન પિપ્પલાદની પાસે ગયા.

એ જ્ઞાનનો ઉપદેશ લેવા માટે કેવા ગુરૂ પાસે જવું? तद्विज्ञानार्थं गुरुमेवाभिगच्छेत समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् । તે પરમ તત્વને જાણવા હાથમાં સમિધ લઈને, વેદવેદાંગમાં પારગત અને પરબ્રહ્મમાં જેની નિષ્ઠા છે એવા ગુરૂની પાસે જવું. એવા ગુરૂઓએ પરબ્રહ્મ જાણવામાં મુખ્ય સાધન શું કહ્યું છે? तपस् । તપનો અર્થ શું? तपश्च स्वाध्यायप्रवचने च । तप एव तपोनित्यः पौरुशिष्टिः । स्वाध्याय प्रवचने एवेति नाको मौद्गल्यः । तद्धि तपस्तद्धि तपः । તપ, સ્વાધ્યાય અને પ્રવચન એ બ્રહ્મને જાણવાના ઉત્તમ સાધનો. તપમાં નિષ્ઠાવાળા પૌરૂશિષ્ટિ તો કહે છે કે તપ એજ મુખ્ય સાધન છે. મુદ્‌ગલના પુત્ર નાક કહે છે કે સ્વાધ્યાય, પ્રવચન આદરવાં? ઉપનિષદ્ કહે છે કે 'તેજ તપ છે, તેજ તપ છે. સ્વાધ્યાય, અને પ્રવચન, જ્ઞાનગ્રંથોનું અધ્યયન અને અધ્યાપન એજ તપ છે; કારણ કે, જે ગ્રંથનું અધ્યયન અને અધ્યાપન થાય એ ગ્રંથમાં કહેલા અર્થ ઝટ હૃદયમાં ઉતરી જાય અને એ અર્થો હૃદયમાં દૃઢ થાય. એટલે પરમાત્મ-સાક્ષાત્કાર બહુ સુલભ થાય આજ ગુરૂનું ગૌરવ.

ભૃગુ એ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે પોતાના પિતા અરૂણની પાસે ગયા અને કહ્યું કે "ભગવન્! બ્રહ્મનો ઉપદેશ કરો". ત્યારે અરૂણે ઉપદેશ કર્યો કે "यतो वा इमानि भूतानि जायन्ते । येन जातानि जीवन्ति । यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व । तद्ब्रह्म । જેમાંથી સર્વ પ્રાણી માત્રની ઉત્પત્તિ, સ્થિતિ અને લય તે સુબ્રહ્મ જાણ્યુ. અરૂણે કહેલો અર્થ હૃદયમાં સ્થિર કરવા તેણે ઉત્તમ સાધન તપનો અંગિકાર કર્યો અને તપ તપ્યું.

એ તપ કયા પ્રકારનું? मनसश्चेन्द्रियाणां च ह्यैकाग्र्यं परमं तपः। तज्ज्यायः सर्वधर्मेभ्यः स धर्मः पर उच्यते । મન અને દશ ઇંદ્રિયોની એકાગ્રતા એ પરમ તપ, એ ધર્મ સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ છે. વળી तपसा कल्मषं हन्ति તપને લીધે તાપનો નાશ થાય છે એટલે ચિત્તની વિશુદ્ધિમાં એ ઉત્તમ સાધન છે. એ જ્ઞાનાગ્નિ છે, કે જે સર્વ કર્મોને ભસ્મસાત્ કરે છે. ત્યાર પછી અરૂણે, અન્ન એજ બ્રહ્મ છે, પ્રાણ બ્રહ્મ છે, મન બ્રહ્મ છે અને વિજ્ઞાન બ્રહ્મ છે, એ પ્રમાણે જ્યારે કહ્યું ત્યારે દરેક વખતે ભૃગુએ તપ કરી

બ્રહ્મની અન્નમાં, પ્રાણમાં, મનમાં અને છેવટે વિજ્ઞાનમાં ભાવના કરી. આ પ્રમાણે અરુણ પોતાના પુત્રને વિજ્ઞાન સુધી લઈ ગયો અને છેવટે તેને કહ્યું કે આનંદ એ બ્રહ્મ છે, ત્યાર પછી એણે તપ કરી "આનંદ એજ બ્રહ્મ છે" એ તત્ત્વને પોતાના હૃદયમાં સચોટ કર્યું અને પરમાત્માનો સાક્ષાત્કાર કર્યો. પ્રથમજ એને કહ્યું હોત કે "આનંદ એજ બ્રહ્મ છે" તો એમાં તેના પુત્રને સમજણ પડત નહીં, પણ આરોહણ ક્રમથી એ એને ધીમે ધીમે અન્ન જેવા પાર્થિવ તત્ત્વથી માંડીને નિરતિશય આનંદ તત્ત્વ આગળ લઈ આવ્યો એથી એને બ્રહ્મ તત્ત્વ સચોટ હૃદયમાં ઉતરી ગયું.

આ પ્રમાણે ઉપનિષદ્માં તપનેજ મુખ્ય સાધન માનવામાં આવ્યું છે. તપથી જગત્ સૃષ્ટિનો સંભવ થયો એતો આપણે ઉપર કહી ગયા છીએ અને એ તપથીજ ઇશ્વરના પરમતત્ત્વની પ્રાપ્તિ થાય છે એવું પ્રતિપાદન કરતાં ઉપનિષદોમાં અસંખ્ય પદો છે. જ્યારે કેટલાંક ઋષિઓ બ્રહ્મની જીજ્ઞાસાવાળા પિપ્પલાદ મહર્ષિની પાસે આવ્યા ત્યારે ઋષિએ કહ્યું કે 'तपसा ब्रह्मचर्येण श्रद्धया संवत्सरं संवत्स्यथ' તમે એ જાણવા માટે ઉત્તમ સાધનભૂત જે તપ–મન અને ઇન્દ્રિઓનું એકાગ્રપણું– બ્રહ્મચર્ય–બ્રહ્મમાં નિષ્ઠા અને શ્રદ્ધા–ગુરુવચનમાં અને સત્યમાં વિશ્વાસ ઋત–સત્ય અને ધૃ ધારણ કરવું તે–આ ત્રણ નિયમો ધારણ કરી એક વર્ષ સુધી મારી સાથે રહો. વળી એજ ઉપનિષદ્માં तेषामेवैष ब्रह्मलोको येषां तपो ब्रह्मचर्यं येषु सत्यं प्रतिष्ठितम् એ પ્રમાણે કહ્યું છે.

ઉપનિષદોમાં બે પ્રકારના માર્ગો કહેવામાં આવ્યા છે. એક પિતૃયાન માર્ગ અને બીજો દેવયાન માર્ગ. મનુષ્ય પારલૌકિક સુખ સાધક જો યજ્ઞો કરે અને કામ્ય કર્મો કર્યા કરે તો તેને ચંદ્ર લોક, સ્વર્ગ લોક વિગેરે અનેક લોકો પ્રાપ્ત થાય છે, અને તે ત્યાં આગળ અનેક પ્રકારના ભોગો ભોગવી એ મનુષ્ય પાછો મૃત્યુલોકમાં પડે છે. त्रैविद्याः मां सोमपाः पूतपापाः। यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते। ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्तिदिव्यान्दिवि देवभोगान्॥ ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकंविशन्ति। ત્રણ વેદમાં કહેલા યજ્ઞાદિક કરનારાઓ, સોમનું પાન કરનારા અને જે

પાપોમાંથી પવિત્ર થયા છે એવા સ્વર્ગ લોકની ઇચ્છા કરે છે. એ લોકો પુણ્ય પ્રાપ્ત કરી દેવલોકમાં થઈ દિવ્ય સુખો પ્રાપ્ત કરી પુણ્ય ક્ષીણ થતાં પાછા મૃત્યુ લોકમાં આવી પડે છે. આ પિતૃયાન માર્ગ વળી **तदिह वै तदिष्टापूर्तेकृतमित्युपासते ते चान्द्रमसमेव लोकमभिजयन्ते । त एव पुनरावर्तन्ते: ।** જે મનુષ્યો શ્રૌત અને સ્માર્ત કર્મો ફળની અભિલાષા રાખી કરે છે તે ચન્દ્રલોક મેળવે છે અને ફરીથી મૃત્યુલોકમાં આવે છે, તે પિતૃયાન માર્ગ.

**अथोत्तरेण तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययात्मानमन्विष्यादित्यमभिजयन्त एतद्वै प्राणानामायतनमेतदमृतमभयमेतत्परायणमेतस्मान्न पुनरावर्तन्ते ।** વળી તપ, બ્રહ્મચર્ય શ્રદ્ધા અને પરમાત્માનું વિજ્ઞાન એનાથી આત્યન્તિક મોક્ષ થાય છે અને એજ પ્રાણોનું ગંતવ્ય સ્થાન, એજ જરા મૃત્યુ વિદ્વંદ્વોથી વિનિર્મુક્ત અભયપદ પ્રાપ્ત કરવાથી ફરી જન્મ મરણના ફેરામાં મનુષ્યને આવવું પડતું નથી, માટે આત્યંતિક મોક્ષ “ તપ ” સિવાય અસાધ્ય છે. આ દેવયાન માર્ગ કે જે માર્ગને વિષે શ્રીમુખે કહ્યું છે કે **यद्गत्वा न निवर्तते तद्धाम परमं मम ।** આ ઉપનિષદ યુગનાં તપો.

**ગીતાયુગ:**—આ ઉપનિષદ્ કાળનું કંઈક અંશે અનિષ્ટ પરિણામ એ આવ્યું કે જેમ વેદકાળના મનુષ્યોની વૃત્તિ સંસાર તરફ ઢળતી હતી. તેટલી ઉપનિષદ્ કાળના ઋષિઓની વૃત્તિ ત્યાગ તરફ ઢળી “ આ સંસારમાં શું સુખ છે. પુત્ર, વિત્ત અને યશ એ પરમાત્મા સાક્ષાત્કારમાં પ્રત્યવાય થઈ પડે છે માટે કદાપિ એનો સંગ્રહ કરવો નહીં.” આવા પ્રકારના ઉદાસીન વિચારો મનુષ્યોનાં હૃદયમાં વ્યાપી રહ્યા. ગૃહસ્થાશ્રમની નિંદા થવા લાગી. લોકો સંસારના કાર્યો તરફ તિરસ્કાર દર્શાવવા લાગ્યા. આ ભારતવર્ષ ઉપર મહાન્ ધર્મસંકટ આવી પડ્યું.

એજ સમયે આર્યાવર્તના મહાન્ ગુરૂ પ્રવૃત્તિ પણ નહીં અને નિવૃત્તિ પણ નહીં પણ વચલા વાંધાનોજ માર્ગ, **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन । स्वधर्मे निधनं श्रेयः ।** આ પ્રમાણે સ્વકર્મ અને સ્વધર્મની કેસરી સમ ગર્જના કરતા, ભારતવર્ષની મૃતપ્રાય પ્રજાને પોતાની અમીદૃષ્ટિથી ઘોર વિષાદ નિદ્રામાંથી ઉઠાડતાં **वीणां स्मरो मूर्तिमान्** .સ્ત્રીઓને મૂર્તિ

માન કામદેવના જેવા દેખતાં, तत्त्वं पर योगीनाम् પણ યોગીઓના હૃદયમાં પરમાત્મારૂપે વિલસતા. એ પ્રમાણે નાના સ્વરૂપ ધારણ કરતા, કૃષ્ણના બંસીનાદે સારાય શુષ્ક જગતને લીલું, ચેતનવન્તું, રંગીલું કરી મૂક્યું.

મહાભારતના યુદ્ધમાં અર્જુને જ્યારે પોતાના સંબંધીઓ સાથે લડવાની અનિચ્છા દર્શાવી ત્યારે શ્રી કૃષ્ણે એને જે જ્ઞાનનો ઉપદેશ કરી સ્વકર્મમાં પ્રેર્યો એ ઉપદેશામૃત, ભારત વર્ષની Gospel–Book of Common Prayer–ભગવાનની ગીતા–એમાં શ્રીમુખે આપણા પ્રસ્તુત વિષય તપના કેટલા વિભાગ પાડયા છે અને એનો શો અર્થ કર્યો છે એનું સ્હેજ વિવરણ કરીશું.

પ્રથમ તો ભગવાન કર્મ તરફ વધતી જતી પરાંગમુખતા અને ઉદાસીનતાનો નિરાસ કરીને કહે છે કે यज्ञदानंतपः कर्म न त्याज्यं कार्यमेव तत् । यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ યજ્ઞ, દાન અને તપ એનો ત્યાગ કરવો નહીં; કારણ કે એ કર્મો મનુષ્યને પાવન કરનારાં–બ્રહ્મજ્ઞાનનું પ્રથમ સોપાન છે. ચિત્તની વિશુદ્ધિ તે કરનારાં છે, પછી एतान्यपि तु कर्माणि सगत्यक्त्वा फलानि च कार्याणि પણ આ કર્મો રાગ અને ફળની અભિલાષા છોડીને કામનાની ઇચ્છા રહિત ઇશ્વર પ્રીત્યર્થંજ કરવાં જોઈએ. નહીં તો કામ્યકર્મો તો હંમેશાં गतागतमार्गमांज લઈ જાય છે, અને તેથીજ ભગવાને સંન્યાસની વ્યાખ્યા काम्यानां कर्मणां न्यासं संन्यास कवयो विदुः કામ્ય કર્મોનો ત્યાગ એજ સંન્યાસ એ પ્રમાણે આપી છે. न लिङ्गं धर्मकारणम् । સંન્યસ્તાશ્રમ ગ્રહણ કરવાથીજ સંન્યાસ પ્રાપ્ત થતો નથી. સંસારમાં રહીને પણ સંન્યાસ થાય છે.

ચિત્તવિશુદ્ધિને માટે મુમુક્ષુએ અને લોકસંગ્રહને માટે પણ જીવન્મુક્તે, કર્મ તો કરવાંજ પડે, તેમાં ફળની અભિસંધિ રાખવાથીજ મનુષ્ય દોષિત બને છે, અવળે માર્ગે જાય છે. આ નવીન પંથ શ્રી કૃષ્ણે પ્રવર્તાવ્યો. હવે તપના એમણે કેવા વિભાગ પાડયા છે એ આપણે જોઇએ, તપના એમણે પ્રથમ તો ત્રણ વિભાગ પાડયા છે, માનસિક, વાઙ્મય અને શારીરિક અને સર્વમાં રહેલા પ્રકૃતિના જે ત્રણ ગુણો પ્રમાણે તપના બીજા ત્રણ વિભાગ એમણે પાડયા છે. એ ત્રણ વિભાગોનું આપણે અવલોકન કરીએ.

ગીતાયુગનાં તપ:—

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥

જેને વિષે આપણે ઇશ્વરની અથવા તો ઇશ્વરના અંશની ભાવના કરીએ છીએ એવા દેવની પાષાણ વિગેરેથી રચાયેલી મૂર્તિ, જેના બે જન્મ થયા હોય એવો બ્રાહ્મણ (બ્રાહ્મણને ઉપનયન આપીને ગુરૂ એને જે વિદ્યા ભણાવે છે એ બ્રાહ્મણનો બીજો અવતાર; કારણ કે स हि विद्यातस्तं जनयति । तदस्य द्वितीयं जन्म । शारीरमेव मातापितरौ कुरुतः। ગુરૂ એને વિદ્યાથી ઉત્પન્ન કરે છે એ તેનો (વિદ્યાર્થીનો) બીજો જન્મ. માતા અને પિતા તો એનું શરીરજ ઉત્પન્ન કરે છે) આપણા કરતાં વયમાં. જ્ઞાનમાં અને તપમાં જે વૃદ્ધ હોય એ ગુરૂ અને જેને બ્રહ્મનું જ્ઞાન હોય એવો પ્રાજ્ઞ—આ સર્વને વાણીથી આવકાર આપવો, મનમાં પૂજ્ય-ભાવના રાખવી અને કાયાથી નમન કરવું; આંતર્ અને બાહ્ય પવિત્રતા રાખવી અને સરળ વર્તન રાખવું; બ્રહ્મચર્ય એટલે ઇન્દ્રિયોનો સંયમ રાખવો અને બ્રહ્મમાં ચર્યા વા નિષ્ઠા રાખવી અને વાણીથી, મનથી અને કાયાથી કોઇની હિંસા ન કરવી. હૃદયના મર્મ ભેદી નાંખે એવું ભાષણ; કોઇનું કાટલું કાઢી નાંખવાની તજવીજ અને વિચાર અને કોઇને શારી-રિક દંડ કરવો એનું નામ હિંસા. એ હિંસાથી દૂર રહેવું એને શારીરિક તપ કહે છે.

દેવ અને ગુરૂની શુશ્રૂષા અને પૂજન કરવાનું કારણ એ છે કે એ શુશ્રૂષાથી દેવ અને ગુરૂ જો પ્રસન્ન થાય તો બ્રહ્મજ્ઞાન આપોઆપ થઇ જાય. શ્વેતાશ્વેતર ઉપનિષદ્‌માં કહ્યું છે કે:—

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥

જેની દેવ અને ગુરૂને વિષે પરમભક્તિ હોય છે તે મહાત્માને આ કહેલા સર્વે અર્થો બહુ જ સ્ફુટ રીતે સમજાઇ પડી જાય છે; પરમાત્મા પ્રસન્ન થયા સિવાય કંઇ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતુંજ નથી; કારણ કે શ્રુતિ

કહે છે કે यमेवैष वृणुते तेन लभ्यः । જેને ઈશ્વર પસંદ કરે છે; બલ્કે જેના ઉપર ઈશ્વર પ્રસન્ન થાય છે તેનેજ આત્મસાક્ષાત્કાર થાય છે, બીજાને થતો નથી ભલે તે જ્ઞાની હોય.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मय तप उच्यते ॥

અહીંઆ च શબ્દ સમુચ્ચયાર્થે છે. કોઈને પણ દુઃખ નહિં કરે એવું સત્ય, મધુર અને પરહિતકારી વચન બોલવું; એટલે વચનની અંદર સત્યતા, મધુરતા, હિતકારિતા અને અનુદ્વેગકારિતા એક સાથે હોય એવું વચન બોલવું. એવો च શબ્દનો અર્થ છે. એવું વચન બોલવું અને વેદ, વેદાંગનો અભ્યાસ રાખવો એને વાણીમય તપ કહેવામાં આવ્યું છે.

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥

મનની સ્વચ્છતા, સૌમ્યતા ब्रह्मानंदसुख प्राप्तिहेतुर्मौनमिति स्मृतः બ્રહ્માનંદ સુખ પ્રાપ્તિનું કારણ એવું મૌન (મૌન જો કે વાચિક નિગ્રહ હોવાને લીધે વાણીમય તપમાં મુકવું જોઈએ, છતાં પણ મનને નિગ્રહમાં રાખવાથીજ વાચાનો નિગ્રહ સંભવે છે. એથી એ માનસિક તપમાંજ લઈ શકાય) આત્માનો સંયમ, ભાવની શુદ્ધિ એટલે મનની અને મનમાં આવતાં વિચારોની પવિત્રતા એને માનસિક તપ કહે છે.

श्रद्धया परया तप्तं तपस्तत् त्रिविधं नरैः ।
अफलाकांक्षिभिर्युक्तैः सात्विकं परिचक्षते ॥

પરમ શ્રદ્ધા વડે (ઈશ્વરમાં અને શાસ્ત્રમાં વિશ્વાસ), આ ત્રણ પ્રકારનું તપ, યમ નિયમ વડે, ફલાભિસંધિ રહિત જો આચરણમાં આવે તો એને સાત્વિક તપ કહી શકાય અને એજ તપથી પરમ તત્ત્વની પ્રાપ્તિ થાય.

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥

જે તપ સત્કાર, માન કે પૂજાને માટે દંભથી આચરવામાં આવે તેને અનિત્ય અને વિનાશી એવું રાજસ તપ કહે છે. જેવું પુરાણમાં કેટલાંક રાજાઓનું પુત્રપ્રાપ્તિને માટે કરવામાં આવેલું તપ અથવા તો કોઈ પણ અર્થની પ્રાપ્તિને માટે કરવામાં આવેલું તપ. ઈશ્વર સિવાય સર્વ

વસ્તુઓ અનિત્ય છે અને અનિત્ય અર્થની પ્રાપ્તિને માટે કરવામાં આવેલું તપ નિત્ય હોઇ શકેજ નહીં.

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥

પોતાના મૂર્ખ દુરાગ્રહથી જે શરીરને પીડા કરીને તપ આદરવામાં આવે છે અથવા તો પારકાનો નાશ કરવાને જે તપ આદરવામાં આવે છે તેને તામસ તપ કહે છે; આવાં પુરાણનાં રાક્ષસોનાં તપ અતુલ બળ અને ઐશ્વર્ય પ્રાપ્ત કરવા અને પ્રાણી માત્રને "ત્રાહિ ત્રાહિ" પોકરાવવા આદરેલાં એ હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ અને અન્ય દૈત્યનાં તપો. આપણા તપોમાં સાત્વિક તપજ આદરણીય છે; કારણ કે એજ તપ નિરતિશય બ્રહ્માનંદની પ્રાપ્તિ કરાવે એવું છે. રાજસ તપ આપાતરમણીય પણ પરિણામે વિષતુલ્ય છે અને તામસ તપ તો પ્રારંભમાં અને અંતમાં દુઃખકારી છે. પ્રારંભમાં શરીરને પીડાકારી અને અંતમાં પણ દુઃખોદર્કજ છે. આ ગીતાયુગનાં તપો. આ તપમાં વિશેષ અધિકાર બ્રાહ્મણનોજ છે; બલ્કે એ તો બ્રાહ્મણનું સહજ કર્મજ છે; કારણ કે શ્રીમુખે બ્રાહ્મણના કર્મોનું વર્ણન કરતાં તપનો ઉલ્લેખ કર્યો છે. शमो दमः तपः शौचं. ब्रह्मकर्म स्वभावजम् ।

વળી ભગવાનની અવતાર લીલાનું ગાન કરતું ભાગવત પુરાણ કહે છે કે:—

ब्राह्मणस्य हि देहोऽयं क्षुद्रकामाय नेष्यते ।
कृच्छ्राय तपसे चेह प्रेत्यानंतसुखाय च ॥

આ બ્રાહ્મણનો દેહ ક્ષુદ્ર વિષય વાસનાઓ માટે નથી પણ આ મૃત્યુ લોકોમાં અત્યંત ઉગ્ર તપ કરવા માટે છે અને મરણાન્તર અનંત સુખને માટે છે, પણ બ્રાહ્મણ કાંઈ વર્ણથી બ્રાહ્મણ નથી થઈ જતો. યાજ્ઞવલ્કયે ગાર્ગિને ઉપદેશ આપતાં કહ્યું હતું કે य एतदक्षरं गार्गि विदित्वास्माल्लोकात्प्रैति स ब्राह्मणः । જે અક્ષરતત્વ—પરમ તત્ત્વનો સાક્ષાત્કાર કરી, હે ગાર્ગિ, આ લોકમાંથી જાય છે તે બ્રાહ્મણ અને અન્ય તો અર્જુનના જેવો વિષાદ, મોહ જેને પ્રાપ્ત થયો છે એવા કૃપણ यो वा एतदक्षरं गार्ग्यविदित्वास्माल्लोकात्प्रैति स कृपणः । જે આ પરમાત્મતત્ત્વને જાણ્યા

સિવાય આ લોકમાં મૃત્યુ પામે છે એજ કૃપણુ અને એજ કાર્પણ્ય દોષથી અર્જુન દૂષિત થયો હતો, ત્યારે શ્રીકૃષ્ણુને ઉપદેશ દેવાની ફરજ પડી. વળી એક સ્મૃતિ કહે છે કે य एव सत्यान्नापैति स ज्ञेयो ब्राह्मणस्त्वया । જે સત્ય–પરમ તત્ત્વ–તેનાથી જે દૂર થતો નથી, તેનો જેને સાક્ષાત્કાર થયો છે તેજ બ્રાહ્મણુ જાણુવો.

વેદયુગના પ્રારંભથી તે આજ પર્યંત આર્યાવર્તના આર્યો તપ તપતા આવ્યા છે. ગૌતમ બુદ્ધનું અશ્વમેધ, અને પુરુષમેધ વિગેરે અનેક પ્રકારના હિંસક યજ્ઞોથી ચિરાઈ જતા હૃદયનું કરૂણુ તપ; ભગવાન શંકરાચાર્યનું મોહ-નિદ્રામાંથી સારા ભારતને જગાડનારૂં જ્ઞાન તપ; નરસિંહ અને મીરાનું પ્રેમ તપ; ક્ષત્રિય પ્રજાને મ્લેચ્છ ધર્મનો સ્વીકાર કરતી જોઇને જેના હૃદયમાં ઉંડા ઘા પડ્યા હતા એવા પ્રતાપ રાણાનું દેશ-દાઝનું ઉગ્ર તપ; "શિવાજી ન હોત તો સુન્નત હોત સબકી" એવા મરાઠા વીર પુત્રનું દેશને વિદેશી વિધર્મી પ્રજાની શૃંખલામાંથી છોડાવવાનું ઉગ્ર તપ; અને આ યુગનાં તપસ્વીઓનાં તપ પણુ ક્યાં ઓછાં છે? કાર્પણ્ય ભાવને પ્રાપ્ત થયેલા અને મિથ્યા પંડિતાઈના વચન બોલતા અર્જુનને જેમ શ્રીકૃષ્ણે સ્વધર્મમાં પ્રેર્યો એવુંજ ભારતવર્ષની વાગાડંબરમાંજ શૂરી કૃપણુ પ્રજાને સ્વધર્મમાં પ્રેરનાર તિલક મહારાજનું કર્મયોગ રહસ્ય! અને કોડી જેટલાં હાડકાંવાળા પણુ જગતમાં એક અવાજે મહાપુરૂષ તરીકે લેખાએલા, હિંદુ–મુસલમાનના ઝઘડાઓથી જેનું અંતર વિધાઈ ગયું છે એવા મહાત્માજીના કઠિન ઉપવાસ! ત્રિલોકીને ચરણુસ્પર્શથી પુનિત કરનારા આર્ય ઋષિઓનાં સંતાનો! હજુ પણુ એજ આર્ય ઋષિઓનાં લોહી તમારી રગેરગમાં વહે છે. સૃષ્ટિની ઉત્પત્તિ સમયે જે પ્રજાપતિને " તપ કરવાનો આદેશ " મળ્યો હતો. એ આદેશ લક્ષ્યમાં રાખો. તપથી સ્વરાજ્ય તો શું પણુ સ્વારાજ્ય પણુ સહેલ છે.

ઉપસંહાર:—આ તપની સનાતન ભાવના આર્યાવર્તનાં કોઇ પણુ યુગમાં વિલુપ્ત થઇજ નથી. ઉપસંહારમાં એટલુંજ લખવું બસ છે કે સાહિત્યકાળની રમવાટિકાનો મીઠો મોરલો ભવભૂતિ, પોતાની પાંખ પ્રસારી કેકા કરતો, અશ્રુ સારતો પોતાની કળામાં તપ કળાને ભૂલી ગયો ન હતો. તેનું આપણા પ્રસ્તુત વિષય તપ વિષેનું મતવ્ય શું હતું તેનો અત્રે નિવેશ

ન કરીએ તો આપણું કાર્ય અધુરૂં રહે અને કરૂણ રસના મૂર્તિમાન સ્વરૂપસમા ભવભૂતિને અન્યાય થાય. એ "માલતી–માધવ" નામના અપ્રતિમ નાટ્ય ગ્રંથમાં કહે છે કેઃ—

ते श्रोत्रियाः तत्त्वविनिश्चयाय
भूरिश्रुतं शाश्वतमाद्रियन्ते ।
इष्टाय पूर्ताय च कर्मणेऽर्थान्
दारानपत्याय तपोऽर्थमायुः ॥

વેદબ્રહ્મમાં નિષ્ણાત એવા બ્રાહ્મણો વેદ અને વેદાંગનું અધ્યયન (ગીતામાં જેને વાઙ્મય તપ કહ્યું છે તે) હંમેશા પુષ્કલ પ્રમાણમાં કર્યાજ કરે છે. એ કાંઈ લોકૈષણાથી, લોકમાં વિદ્વાન કહેવડાવવાની અને યશ ખાટવાની ઇચ્છાથી કરતા નથી; કારણ કે એઓ જાણે છે કે संमाननापरां हानिं योगर्द्धेः कुरुते यतः । આ યોગની ઋદ્ધિ જેને પ્રાપ્ત થઈ છે તેને માન અને યશ અત્યંત હાનિ કરે છે, પણ એ વેદવેદાંગનું અધ્યયન પરમ તત્વનો નિશ્ચય કરવા માટેજ કહે છે. કેટલાકો એવા બ્રાહ્મણોની નિંદા કરતાં કહે છે કે એવા બ્રાહ્મણો અર્થનો સંગ્રહ શું કામ કરે છે? કારણ કે સર્વ ધર્મોનું અર્થના વિષયમાં તો એકમત્ય છે કે "One can not serve both God and Mammon" ઈશ્વર અને અર્થ એ બેને એક માણસ એકી વખતે સેવી શકે નહિ. અર્થના દાસ કદાપિ પણ ઈશ્વરના ભક્ત થયા હોય એવું સાંભળ્યું નથી; પણ આ શ્રોત્રિયો અર્થનો કાંઈ વિષયોપભોગની શાંતિ માટે સંગ્રહ કરતા નથી, પણ એ અર્થનો લોક-હિતનાં કાર્ય માટે શ્રોત્રિયો સંગ્રહ કરે છે. ઇષ્ટનો અર્થ નીચેના શ્લોકમાં આ પ્રમાણે કર્યો છેઃ—

एकाग्निकर्म हवनं त्रेतायां यच्च हूयते ।
अंतर्वेद्यां च यद्दानमिष्टं तदभिधीयते ॥ मनुस्मृति ।

એકાગ્નિ કર્મની અંદર હોમવામાં આવતું દ્રવ્ય અને ગૃહસ્થના જે ત્રણ અગ્નિઓ, સભ્ય, આહ્વનીય અને દક્ષિણ એ ત્રણ અગ્નિઓમાં હોમેલું દ્રવ્ય અને ગંગા યમુનાના પ્રદેશની વચ્ચે આપવામાં આવતું દાન તેને ઇષ્ટ કહે છે. પૂર્તનો અર્થ આ પ્રમાણે છેઃ—

पुष्करिण्यः सभा वापी देवतायतनानि चः।
आरामश्च विशेषेण पूर्तं कर्म विनिर्दिशेत्॥

કમળવાળા સરોવરો, સભાઓ (મુંબઈને ટાઉન હૉલ કે સુરતનો નગીનચંદ હૉલ, કે અમદાવાદમાં પ્રેમાભાઈ હૉલ), વાવો, દેવ મંદિરો અને ઉદ્યાનો લોકહિતાર્થે કરાવવાં એને પૂર્ત કર્મ કહે છે.

આવા ઇષ્ટ અને પૂર્ત કર્મો લોકહિતાર્થે ફળની વાસના રહિત કરવા માટે શ્રોત્રિયો અર્થસંગ્રહ કરે છે; અર્થના લોભથી નહીં. સ્ત્રીઓનો સંગ્રહ અપત્યની–સંતાનની પ્રાપ્તિ માટે કરે છે; કારણ કે ઉપનિષદ્કાળના ઋષિઓનો પણ બ્રહ્મચારીને એજ ઉપદેશ હોય છે કે प्रजातन्तुं मा व्यवच्छेत्सीः। પ્રજાતંતુને છેદતો નહીં. મનુષ્યને જ્યાં સુધી પુત્રની પ્રાપ્તિ થઇ નથી, ત્યાં સુધી તે પિતૃઋણમાંથી છૂટો થતો નથી અને ત્યાં સુધી તેને સંન્યાસ ગ્રહણ કરવાનો અધિકાર નથી. ऋणानि त्रीणि अपाकृत्य मनो मोक्षे निवेशयेत्। ત્રણ ઋણ–દેવ ઋણ, મનુષ્ય ઋણ અને પિતૃઋણ વાળીને પછીજ મનને મોક્ષ–પરમ પુરૂષાર્થ વિષે પરોવવું. આ પ્રમાણે શ્રોત્રિયો સ્ત્રીનો સંગ્રહ વિષયોપભોગની શાંતિ માટે નહિ પણ વંશના વેલાનો ઉચ્છેદ ન થાય એટલા માટે કરતા હતા અને આયુષ્યની ઇચ્છા રાખતા હતા, એ પણ કાંઈ ક્ષણભંગુર શરીરને સાચવી રાખવા માટે, વધારે જીવીએ તો સંસાર સુખનો લ્હાવો વિશેષ મળે એટલા માટે નહીં પણ જીવીએ તો કાંઈ પરમ તત્વની પ્રાપ્તિ માટે તપ કરી શકીએ અને ઇશ્વરને ઓળખી શકીએ એટલાજ ઉદ્દેશથી ઇશ્વરની પાસે વિશેષ આયુષ્ય માગતા હતા. એમને મન તો તપ એજ જીવનનું ધ્યેય, ઉદ્દેશ કે આ–દેશ, જે કહો તે હતું. વેદઋષિઓની "जीवेम शरदः शतम्" અમે સો વર્ષ જીવીએ એ પ્રમાણેની ઇશ્વર પ્રાર્થના પણ તપ માટેજ હતી.

જેવી રીતે સાંખ્યશાસ્ત્ર "કાઇપણ પ્રકારે પુરુષાર્થ કરવોજ જોઇએ; કરવોજ જોઇએ." એ પ્રમાણે કહીને વિરમે છે. એજ પ્રમાણે આપણે પણ "કોઈ પણ પ્રકારે તપ કરવુંજ જોઇએ; કરવુંજ જોઇએ" એમ કહીને આપણી તપોમીમાંસા સમાપ્ત કરીશું. હરિ ૐ

# Kalidas: An Appreciation.

*Like a poet hidden*
*In the light of thought*
*Singing hymns unbidden*
*Till the world is wrought*
*To sympathy with hopes*
*And fears it heeded not*—*Shelly* ' *Skylark.* '

## The Universal Poet.

Kalidas was a universal poet. He was not only for his time but for all ages. His unimpared reputation for ages is a sufficient testimony to this statement. His weighty sayings have the same application to our life-struggles as they had in his own days. They are incontrovertible truths. It is the chief function of the poet to convey Truth to the mass. And this is what our poet has done. A few instances will suffice,
मरणं प्रकृतिः शरीरिणां विकृति र्जीवितमुच्यते बुधैः। रघुवंशम्।
कस्यैकांतं सुखमुपनतं दुःखमेकान्ततो वा। मेघदूतम्। etc.

So, the universality of the poet's genius is his chief literary characteristic.

This universality is nowhere more manifest than in his picture of life. He does not depict only this or that view of life but life as a whole.

The beautiful, the heroic, the humorous, the pathetic, all find their ample account in his works. It is false to say that the poet only was at his highest in depicting the erotic sentiment, as in the lines कालिदासो विलासः The Versifier in question selected only विलास out of the many literary excellences of the poet, in order to satisfy his malignant love for alliteration.

The poet's works bear sufficient testimony to the fact that he had admirers in his own days. When he wrote his मालविकाग्निमित्रम् he had to stand in competition with old writers of established reputation. He modestly requests his appreciative audience to weigh his performance in balance and either to appreciate or find fault with his novel creation according its worth. संतः परीक्ष्यान्यतरद्भजन्ते मूढः परप्रत्ययनेयबुद्धिः । But, in विक्रमोर्वशीयम्, we at once perceive the change of tone. He seems to have received admittance in the revered assembly of celestial songsters. And this change of tone, is more marked in अभिज्ञानशाकुंतलम्. But here the poet is more modest than ever. He sings, आपरितोषाद्विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम् । We can safely say the same thing with regard to his काव्यs. In रघुवंशम्, he introduces himself as a writer of काव्य, but is very hopeful about the appreciation of his readers. Still he modestly, says, सन्तस्तम् सदसद्व्यक्तिहेतवः ।

रघुवंशम् seems to be the poet's creation after his poetic genius had developed properly. In कुमारसंभवम् and in मेघदुतम्, however, he refrains from any introduction and apology. We thus see, that the poet had won singular admiration and appreciation from the public of his times, unlike भवभूति who had to wait for a समानधर्मा. His reputation as the premier poet remained unimpaired in ages that followed. Bana, the great romancer pours forth,

निर्गतासु न वा कस्य कालीदासस्य सूक्तिषु ।
प्रीतिर्मधुरसार्द्रासु मञ्जरीष्विव जायते ॥

It was in the 19th century, when all the chill winds of "The withered unbelieving second-hand 18th century"

had blown over, that Goethe, the universal Poet of Germany, "rapt in strange dream" on reading the translation of अभिज्ञान शाकुंतलम्, pours forth a song of praise, in honour of the Indian Kalidas.

## Kalidas and Shakespeare.

Some modern critics have endeavoured to compare Kalidas with Shakespeare. Comparisons are odious. There are no sufficient grounds for such comparison. They are as poles asunder, Kalidas with his oriental temperament, his ideas of Love and Beauty and Shakespeare with his western ideas. In time and space, they were far removed from each other. In quantity of production, Shakespeare surpasses Kalidas. As regards quality, we cannot determine anything.

## "His conception for the Beautiful."

"The Beautiful is higher than the good, the Beautiful includes in it the good," says Carlyle. Kalidas's conception of the Beautiful is the same. He says at several places, आकृतिविशेषेषु आदरः पदं करोति। इमे आकृति विशेषाः न गुणविरोधिनः भवन्ति etc. when शंकर, in a disguise, goes to test Parvatis' devotion to himself, he admires her beauty as follows :—

यदुच्यते पार्वति पापवृत्तये न रूपमित्य व्यभिचारि तद्वचः।
तथा हि ते शीलमुदारदर्शने तपस्वीनामप्युपदेशतां गतम्॥

Kalidas held firmly, like Carlyle, that Beauty presupposes holiness and goodness. The chief consideration that Kalidas requires for his Beauty is that it should be natural and not artifical. दुष्यंत describes the physical charms of शकुंतला as अव्याजमनोहर or "Naturally charming." He despises the beauty of his wives in the harem with all the artificial contrivances to develope it, and thinks the naturally

beautiful valcala-clad शकुन्तला, moro beautiful than they. शुद्धांतदुर्लभमिदं वपुः । etc.

These beautiful forms do not require ornaments to adore them. Even a valkala serves as an ornament to them इयमधिकमनोज्ञा वल्कलेनापि तन्वी । Or otherwise, the ornaments themselves are adorned by the beauty of form आभरणस्याभरणम् ।

## The Heroic in Kalidas.

In his dramas, Kalidasa strictly followed the rules laid down by भरत. A fight, or duel, as such, could not be brought on the stage. Thus, Kalidasa had no opportunity to represent the heroic on the stage. Moreover, he was very much engaged in his love and beauty ideals.

In रघुवंशम्, however, we have a glimpse of his power to portray the heroic sentiment. The celestial cow of वसीष्ठ tests king दिलीप's devotion to her. She is in the grip of a lion. Dilipa comes to her rescue. The lion persuades Dilipa not to take the risky step of being the body-guard of the Cow. The reply made to the lion by the king unfolds the heroic in कालीदास:—

क्षतात्किल त्रायत इत्युदग्रः क्षत्रस्य शब्दो भुवनेषु रूढः ।
राज्येन किं तद्विपरीतवृत्तेः प्राणैरुपक्रोशमलीमसैर्वा ॥

This one verse speaks volumes in favour of our poet. The whole dialogue between the lion and दिलीप is very heroic but space does not permit me to quote at full length.

## Pathos.

"Our sweetest songs are those that tell of saddest thought" sings the immortal youth of the Victorian Era.

The sweetest song of our poet is मेघदूतम्, which brings sad thoughts to our mind. A Yaksha, suffering from the separation of his wife sends a message to his beloved. The cloud is the message-bearer! How can the cloud take the message of यक्ष to his better half? but Kalidasa says, कामार्ता हि प्रकृतिकृपणाश्चेतनाचेतनेषु ।

I cannot resist the temptation of quoting a verse describing the plight of यक्ष's wife, who is alike suffering the tortures of separation.

> उत्सङ्गे वा मलिनवसने सौम्य निक्षिप्य वीणां
> मद्गोत्राङ्कं विरचितपदं गेयमुद्गातुकामा ।
> तन्त्रीमार्द्रां नयनसलिलैः सारयित्वा कथंचिद्
> भूयो भूयः स्वयमधिकृतां मूर्च्छनां विस्मरन्ती ।

And the message! अव्यापन्नः कुशलमबले पृच्छति त्वां वियुक्तः । It is the health of the beloved that the Yaksha first inquires after in his message. What a sound knowledge of the world is shown by Kalidas here!

The रतिविलाप in कु. सं. and the उन्मत्तावस्था of पुरूरवस् in विक्रमो. are highly pathetic but a little artificial. The अजविलाप in रघु० again, is unique and unsurpassable.

How pathetic is the appeal of the sages of कण्व's hermitage to दुष्यंत not to kill the deer! न खलु न खलु बाणः सन्निपात्यः etc.

The repudiation of शकुन्तला is excessively pathetic. Cast away by her beloved and her kindred, to perish as fate might decree! What a terror-striking betrayal of our social fetters! शार्ङ्गरव makes bold to address her thus :—

यदि यथा वदति क्षितिपस्तथा त्वमसि किं पितरुत्कुलयात्वया
यदि तु वेत्सि शुचि व्रतमात्मनः पतिकुले तव दास्यमपि क्षमम ॥

Even her kith and kin lose faith in her honesty and chastity ! That is even at present, the social life of India. With all these qualifications of कालीदास as a delineator of pathos, sublime and majestic, he cannot surpass भवभूति करुणस्य मूर्ति : ।

Sanskrit poets have never attained that degree of perfection in creating humour as the English humorists have done. But they had the capacity to laugh when a fit occasion offered itself to them. The poet भास was considered to be one of the greatest humorists of India. The मृच्छकटिकम of शूद्रक abounds in strokes of humour, not unworthy of a tragedy was quite alien to the Sanskrit dramatists. Thus they had not to bring in humour to relieve the horrors of a tragedy as Shakespeare has done in his tragi-comenies. Perhaps the Sanskrit poets might have thought like Tennyson's Arthur that " Mockery is the fume of little hearts " But we know that humour is an element which is not to be thought of lightly, and that it requires as much art to cause laughter as to provoke tears. It is not all artists that can easily enliven us with their witty humour.

Kalidas cannot be said to be lacking in this quality of provoking laughter in his audience. In Sanskrit dramas, the humour is perhaps the exclusive monopoly of विदूषक. And the humour refers in nine cases out of ten to his excessive capacity and eagerness to eat sweet-balls. That makes the humour quite conventional.

Nevertheless, the humour of Kalidasa is sometimes very charming, and fulfils its qualification of being the ridiculous extravagance of conversation.

In विक्रम० when the king describes the beauty of the moon in a beautiful story विदूषक will not keep silent, but will make a display of his imaginative powers and pass as a learned man. He says:

ही ही भोः एष खण्डमोदकसस्रीा उदितो राजा ओषधीनाम् ।

The soliloquy of विदूषक in शाकुन्तल is a piece of very good humour but there too, Sweet-balls play a prominent part.

दुष्यंत sends away विदुषक to his capital and he lingers behind, in the suburbs of Kanva's hermitage, not being able to leave the place as he had fallen in love with शाकुन्तला. विदुषक knew this. दुष्यंत fearing lest विदुषक might give out the secret to his wives in the harem, tries to convince him that there was no love lost between him and Shakuntala. Thus विदुषक is a simple sweet-ball loving Brahman, a friend of the king and unable to bear the burden of a secret, and not the conventional buffon of the Elizabethen times. He has also some learning at his command. The विदुषक in माळविका० is not merely a joker but a diplomat, whose, schematisms brought about the union of माळविका and अग्निमित्र.

In कुमार संभवम् the scene of शंकर's coming in the disguise of a जटील is very interesting and humorous. Here perhaps we find the real vein of humour Kalidas had in him. The जटील dissuades Parvati from her penance for the purpose of getting the hand of शंकर in marriage and tells her:

वपुर्विरूपाक्षमलक्ष्यजन्मता दिगम्बरत्वेन निवेदितं वसु
वरेषु यद् बालमृगाक्षि मृग्यते तदस्ति किं व्यस्तमपि त्रिलोचने ।

शंकर is deformed as he has three eyes. No one knows how and where he was born. His wealth is known from his nakedness. So the qualifications of a husband as described in a verse,

कन्या वरयते रूपम् माता वित्तं पिता श्रुतम् ।
बान्धवाः कुलमिच्छन्ति मिष्टान्नमितरे जनाः ॥

are all absent in शंकर. Why should you be so anxious to marry him ?

The whole dialogue contains humour, which is not only provoking laughter, but also witty and intelligent.

## Domestic affections.

Such tenderness and pathos, pervades the poet's delineation of the domestic affections, both maternal and paternal, that they go straight to our hearts and make a lasting appeal. Whether Kalidas was married or not, one thing is certain that he was not far from "The still sad music of humanity." He was not a poet who was only a "blithe spirit, that from heaven or near it poured his full heart in profuse strains of unpremediated thought." No doubt he was "an ethereal minstrel" but he was also "true to the kindred points of heaven and home." His genius, was all pervading. When शकुन्तला makes preparations for going to her husband's house, Kanva bursts in sobs and says; यास्यत्यद्य शकुन्तलेति हृदयं संस्पृष्टमुत्कण्ठया पीड्यन्ते गृहिणः कथं न तनयाविश्लेषदुःखैर्नवैः । The meeting of दुष्यंत with सर्वदमन in the hermitage of मारिच is very touching. दुष्यंत does not know for certain that it

was his son. Still however, what a longing he feels to clasp the child in his arms ! He feels that a father, whose lap is soiled by a dirty son is really very happy अङ्काश्रयप्रणयिन-स्तनयान्वहन्तो धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति ॥

## Man, Nature and God.

The relation between Man, Nature and God is not an ideal new to Sanskrit poets. The human, the natural and the supernatural as inseparably linked together in a common chain and having common interests is an idea so ordinary in Sanskrit literature that it has become conventional. The bond of love, that binds together the lotus and the sun, the कुमुद and the moon, the inseparable चक्रवाकs is a very common idea in Sanskrit Literature. We cannot hold in high esteem Kalidas's love of Nature, merely because he has given expression to these conventional ideas. But Kalidasa does not restrict himself to these toys but rises above them.

He held a firm belief in the vibrations of "Silent Nature's breathing life." He describes natural objects as if they were human. We actually lose sight of the track to distinguish the natural from the human.

शकुन्तला waters the plants. These plants to her are her kith and kin अस्ति मे सोदरस्नेहोऽप्येतेषु । To forget to water any of them would mean forgetting her own self And the marriage of सहकार and वनज्योत्स्ना ! What can be more life-like and human ! The मंगल's offered by trees for शकुन्तला's toilette and dress ! The deer leaving दर्भ grass, the peacocks stopping their dance and trees shedding tears at the separation of शकुन्तला ।

We feel ourselves in a land where everything is animate and attracting us to it with its magnetic power !

If we can imagine trees to feel somehow at the separation of शकुन्तला it is but a little step forward to fancy the cloud, taking the message of यक्ष ।

## Dramatic Art.

All the three dramas written by Kalidas strictly follow the rules laid down by भरत. They are all comedies as भरत had laid down, that the drama must have a happy ending.

Out of these three dramas, मालविकाग्निमित्रं is the creation of the younger Kalidas There are defects in it. It treats throughout of sensual love. अग्निमित्र is not a lover in the real sense of the term. Poor मालविका, no doubt loved अग्निमित्र but we can not help thinking that she was more fitted to be his daughter than his wife. The tone of अग्निमित्र is a little paternal and not befitting a lover. The character of विदूषक is the only relieving feature of the play. His schematisms bring about the union of मालविका and अग्निमित्र. On the whole, indications are not wanting in the play to hope for the future greatness of the poet. His choice of words, beautiful similes and his exuberance of imagery are all the same throughout his three plays. विक्रमोर्वशीयम also treats of sensual love. Its plot is more charming than that of मा० and the incicents are romantic. The supernatural is linked with the natural. A human Pururavas is in love with a celestial Urvashi. Heaven and Earth, as it were, are linked together in a golden chain The उन्मत्तावस्था of Pururava and the magic of संगमनीय मणि are incidents very romantic; पुरूरवस् has again a right to be loved by उर्वशी as he had protected her. There was no such justification in माल०

**विक्रमोर्वशीयम्** marks a great improvement and development in the dramatic art of the poet.

But the master-piece of our master-mind is **अभिज्ञान-शाकुन्तलम्**. His inborn genius, coupled with his mature intelligence and experience gave birth to a creation which has enraptured the hearts of men for centuries together. The love that is depicted here is not sensual but ideal.

The beautiful hermitage of Kanva, commanding the view of the river Malini, abounding in the growth of living trees and creepers, resounding with the notes of cuckoos,— can you imagine a more beautiful place for **दुष्यंत** to make love ?

The love that **दुष्यंत** feels towards **शाकुंतला** is not mere sensual love. It is not mere fascination. It is prompted by what **भवभूति** calls **आंतरः कोऽपि हेतुः**. And Kalidasa clearly puts this fact before us, **यदार्यमस्यामभिलाषि मे मनः ।** says Dushyanta.

**दुष्यंत** receives a response from **शाकुंतला** at last. They meet. He tries to kiss her. He raises her face, but could not kiss it. **कथमप्युन्नमितं न चुम्बितम् तु ।** Why ? because **गौतमि** gives a hint to **शाकुंतला** to separate. **चक्रवाकवधु आमंत्रयस्व सहचरम् । उपस्थिता रजनी ।** How beautiful and ingenious is the suggestion ! What beautiful instance of **अप्रस्तुतप्रशंसा** ! And what a beautiful irony of fate ! **गौतमी**'s interference was for the set purpose of not introducing kissing on the stage as laid down by **भरत** ! Though Kalidas followed these rules, he used them as instruments to give an additional charm to his pictures. **अभिज्ञान शाकुंतल** has secured for our poet the absolute monarchy in the world of letters.

## Diction.

"**The sublimest poetry** expresses itself in the simplest language." The qualifications for a good poem according to Milton are "The simple, the sensuous, and the passionate" elements in it. The language of Kalidasa is bewitchingly beautiful in its simplest vesture as his heroine शकुन्तला in her Valkala dress. He never indulges in long compounds even in काव्यs. Nor does he make an effort to bring in alliteration and other artifices such as puns, in his writings. He has once shown his capacity in allit:ration in one of the सर्गs of रघुवंश. But the alliteration, there too, seems to be quite natural and flowing.

In other words, his art was not mere artifice. It was a product of nature. His prose sometimes naturally becomes poetic. As for instance; नहि कमलिनीं दृष्ट्वा ग्राहमवेक्षतेमतंगजः।

What he has to say he says in a few simple words. He does not indulge in cloudy amplification, for "brevity is the soul of wit." When कालीदास describes the prowess of दिलीप in a single verse,

आकारसदृशप्रज्ञः प्रज्ञया सदृशागमः।
आगमैः सदृशारम्भ आरंभसदृशोदयः॥

Bana devotes pages together to describe the prowess of शुद्रक. It is undoubtably Kalidas's short but suggestive description that appeals to us. He speaks one word and then keeps silent. His silence is more eloquent than his words.

I have made an attempt in the foregoing pages to write an appreciation of Kalidasa, according to the prevailing canons of criticism, today. My performance is likely to contain many flaws, but in that case I quote Kalidasa,

सन्तस्तम श्रोतुमर्हन्ति सदसद्व्यक्ति हेतवः ।

Some of my opinions may appear extravagant, to a discerning critic. In my defence, I have nothing to say save a quotation from Carlyle. "The critic fiy, if it do but alight on any plinth or single cornice of a brave stately building, shall be able to declare with its half-inch Vision, that here is a speck and there is an inequality; that in fact this and the other individual stone are no wise as they should be; for all this critic fly will be sufficient; but to take in the far relations of the whole, to see the building as one object, to estimate its purpose, the adjustment of its parts the harmonious cooperation towards that purpose, will require the eye and the mind of a Palladio.

I shall finish my short essay with the भरत वाक्य in विक्रमोर्वशीयम.

परस्पर विरोधिन्योरेकसंश्रयदुर्लभम ।
संगतं श्री सरस्वत्योर्भूतयेऽस्तु सदा सताम ॥

